: પ્રકાશક :
નવિનચંદ્ર મોહનલાલ મહેતા
નવયુગ પુસ્તક ભંડાર
નવા નાકા રોડ
રાજકોટ-૩૬૦૦૦૧ : [સૌરાષ્ટ્ર]



પુનઃ મુદ્રણ બીજું
[ ૧૯૭૭ ]

કિંમત
રૂા. ૧૦=૨૫

: મુદ્રક :
નાનાલાલ મોમાલાલ શાહ
સ ર્વો દ ય મુ દ્ર ણા લ ય
મુ : સા દ રા - ૩૮૨૩૨૦
સ્ટે : ઢભોડા [ એ.પી. રેલ્વે



જેમનો પ્રેમ, મમતા અને સહૃદયતા મારા માટે
જીવનના મધુર સ્મરણ બનેલ છે તે
શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર (વાંકાનેર) ને
સસ્નેહ—સમર્પણ

—મોહનલાલ ચુનીલાલ ધામી

## વૈદ્ય મોહનલાલ ચુનીલાલ ધામી રચિત પુસ્તકો

૧૩-૫૦ તરંગલોલા
૯-૭૫ પર્વાધિરાજ
૨૬-૦૦ વૈરનાં વિષ
૧૧-૭૫ વાસવદત્તા
૧૦-૨૫ નાથ અનાથ
૧૦-૦૦ આર્ય લલિતાંગ
૮-૦૦ સ્નેહપ્રિયા
૮-૨૫ કુલવધૂ
૧૩-૫૦ જાવડ શેઠ
૧૬-૫૦ ભાવડ શાહ
૧૬-૫૦ દેદા શાહ
૨૦-૦૦ જિણહા શેઠ
૧૭-૦૦ વેળા વેળાની વાદળી
૧૨-૦૦ રાજકુમારી
૧૫-૦૦ તિલકમંજરી
૧૪-૫૦ અલખ નિરંજન
૧૨-૨૫ વૈતાલ ભટ્ટ
૯-૦૦ વાસવી . પ્રિયા
૧૦-૦૦ વાસવી : પ્રિયતમ
૩-૦૦ ધુમ્મસના પડછાયા
૧૦-૦૦ પ્રેમનો મારગ છે શૂરાનો

૧૩-૫૦ ચર સમ્રાટ
૧૦-૦૦ રંગ રાગ વિરાગ
૭-૦૦ અંજનાસુંદરી
૯-૦૦ રૂપમાધુરી
૩-૦૦ પરણ્યા પહેલાં
૩-૦૦ નિરૂપમા
૯-૦૦ રાત વીતી ગઈ
૮-૫૦ મંત્રપ્રભાવ
૧૮-૦૦ રજની રંગભરી?
૯-૦૦ વિશ્વાસ
૧૦-૦૦ પ્રીત ન કરિયો કોઈ
૮-૦૦ રૂપકોશા : રાજનર્તકી
૮-૦૦ રૂપકોશા : આર્યસ્થૂલભદ્ર
૮-૨૫ મગધેશ્વરી : નૃત્યાંગના
૮-૨૫ મગધેશ્વરી : ચાણક્ય
૮-૨૫ મગધેશ્વરી : ચિત્રલેખા
૯-૦૦ બંધન તૂટ્યાં : પૌરવી
૯-૦૦ બંધન તૂટ્યાં : રાજલક્ષ્મી
૯-૦૦ બંધન તૂટ્યાં : રાજકન્યા
૧૪-૫૦ નટરાજ ભા. ૧-૨
૨૯-૦૦ પર દુ:ખ ભંજન ભા. ૧-૨ ૩

## શ્રધ્ધા

આજે 'નાથ અનાથ' ની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થઈ રહી છે. ગુજરાતના બહોળા વાંચકવર્ગે આ કથાને ખૂબ હર્ષભર્યા હૈયે સ્વીકારી છે.

આ કથાની પ્રથમ આવૃત્તિ શ્રી-જીવન-મણિ સદ્વાંચનમાળા ટ્રસ્ટ દ્વારા પ્રકાશિત થઈ હતી અને બીજી આવૃત્તિ નવયુગ પુસ્તક ભંડાર દ્વારા પ્રગટ થઈ રહી છે.

આ કથા અંગે મારે કંઈ કહેવાનું છે નહિ.... અન્ય કથાઓ કંઇ ને કંઈ આદર્શ રજુ કરે છે. અને જીવનદર્શનની અનેરી મહત્તા દર્શાવે છે.

આજ બોત્તેર વર્ષની ઉંમરે પહોંચ્યો છું. હાથે

લખી શકતો નથી....તબીયત નરમગરમ રહે છે છતાં શ્રી સરસ્વતીદેવીની કૃપાથી નવતર કથાઓ લખાવી રહ્યો છું...

મારી દરેક કથાઓને ગુજરાતી વાંચકવર્ગે અનેરો આવકાર આપ્યો છે. તેવી જ રીતે 'નાથ અનાથ' ને સત્કારશે એવી શ્રધ્ધા રાખું છું.

સંવત ૨૦૩૩ કારતક વદી ૨
ધામી નિવાસ, કરણપરા
રાજકોટ ૩૬૦૦૦૧

વૈદ્ય મોહનલાલ ચુનીલાલ ધામી

# અનુક્રમ

# નાથ અનાથ

'કોણ છે ?' મહારાજકુમારે ખંડના દ્વાર તરફ નજર કરીને કહ્યું. તરત એક નવયૌવના દાસી ખંડમાં દાખલ થઈ અને બે હાથ જોડી વિનયાવનત ભાવે બોલી : 'શી આજ્ઞા છે મહારાજકુમાર ?'

'જલક્રીડાનો સમય થઈ ગયો છે. આટલી વાર કેમ લાગી ?'

'મહારાજકુમાર, આપની પ્રિયતમાઓ રથમાં બેસી ગઈ છે........કેવળ આપ પધારો એટલી જ વાર છે.'

'ઓહ !' કહીને મહારાજ સુભદ્રસેનનો વચેટ પુત્ર જેને સહુ મહારાજકુમાર જ કહેતા હતા : જેનું તેજ, જેનું રૂપ અને જેની બુદ્ધિ સર્વશ્રેષ્ઠ ગણાતી હતી, તે મહારાજકુમાર તરત ખંડ બહાર નીકળ્યા. તેમણે તેજસ્વી રત્નોથી ઝળહળતો મુગટ ધારણ કર્યો હતો. કંઠમાં દિવ્યમણિની માળા શોભતી હતી. કાનમાં વજ્રખચિત કુંડળ પ્રકાશ પાથરી રહ્યાં હતાં. ભુજાઓમાં બાંધેલા રત્નજડિત બાજુબંધ નવજુવાન કુમારની કાયામાં રહેલા સામર્થ્યનું ભાન કરાવતા હતા.

મહારાજકુમાર નીચે ગયા. જોયું તો સુવર્ણજડિત સોળ રથ ઊભા હતા. દરેક રથમાં તેની બબ્બે રૂપવતી પત્નીઓ અને બબ્બે પરિચારિકાઓ બેસી ગઈ હતી.

બત્રીસ નવયૌવના રાણીઓના સ્વામી મહારાજકુમાર સૌથી આગળના રથમાં બેસી ગયા, અને તરત જ સારથીના સ્થાને બેઠેલી પરિચારિકાઓએ રથને ગતિમાન કર્યા.

રાજભવનમાંથી બહાર નીકળીને સોળેય રથ નગરીની બહાર બે કોશ દૂર આવેલા એક રક્ષિત ઉદ્યાનમાં પહોંચી ગયા.

આ ઉદ્યાન મહારાજકુમારનું પોતાનું હતું. મહિનામાં એક વાર તે પોતાની બત્રીસ રાણીઓ સાથે જલક્રીડા કરવા આવતા હતા.

ઉદ્યાન સર્વોત્તમ હતું. અનેક પ્રકારનાં વિવિધ વૃક્ષો, વલ્લરીઓ, પુષ્પકુંજો વગેરેથી નંદનવન સમું લાગતું હતું, પરંતુ ઉદ્યાનની ખરી શોભા તો તેમાં નિર્ભયતાપૂર્વક વિચરતાં પશુપંખીઓમાં હતી. વિવિધરંગી પક્ષીઓનો મનમોહક કલરવ માનવીના ચિત્તને કોઈ સ્વપ્નલોકની ઝાંખી કરાવતો. એવાં જ સુંદર હરણો, સારસો, હંસો વગેરેથી સમગ્ર ઉદ્યાન જીવંત લાગતું હતું.

ઉદ્યાનમાં શતાધિક માળીઓ રહેતા હતા, રક્ષકો રહેતા હતા, પરંતુ કોઈથી એક પણ પ્રાણીનો શિકાર થઈ શકતો નહતો.

કારણ કે આ પ્રદેશના મહારાજા જૈન હતા. તેના ત્રણેય

પુત્રો પણ જૈન ધર્મના અનુરાગી હતા. સમગ્ર રાજ્યમાં કોઈપણ પ્રાણીનો વધ નિષિદ્ધ ગણાતો. પછી મહારાજ-કુમારના ઉદ્યાનમાં હિંસા શેની ?

મહારાજકુમારે મહિનામાં એક દિવસ જલક્રીડાનો યોજ્યો હતો. આ દિવસે ઉદ્યાનમાં વસતા તમામ માળીઓ બહાર નીકળી જતા, રક્ષકો પણ બહાર નીકળી જતા.

ઉદ્યાનના મધ્યભાગમાં એક અતિ નાનું છતાં સ્વચ્છ સ્ફટિક પથ્થર વડે બાંધેલુ સરોવર હતું.

મહારાજકુમારના સોળેય રથ સરોવર પાસેના મેદાનમાં ઊભા રહી ગયા. સોળે રથમાંથી બત્રીસ નવયૌવના રાણીઓ નીચે ઊતરી. બત્રીસ પરિચારિકાઓ નીચે ઊતરી. મહારાજ-કુમાર નીચે ઊતર્યા.

બત્રીસે રાણીઓ કંદર્પસમા સ્વામીની આસપાસ વિંટ-ળાઈ વળી, હાસ–પરિહાસની મસ્તી ચગવા માંડી.

મહારાજકુમારે આકાશ તરફ જોઈને પોતાની પ્રિયત-માઓ તરફ આછા હાસ્યસહિત કહ્યું : 'દિવસનો પ્રથમ પ્રહર હમણાં જ પૂરો થઈ જશે.'

તરત રાણીઓ ચંચળ હરિણી માફક સરોવર તરફ રવાના થઈ અને એક પછી એક સરોવરમાં ઉતરવા માંડી.

રાણીઓએ કમ્મરપટ્ટક અને કંચુકીબંધ ધારણ કર્યાં

હતાં, ઉત્તરીય અને અલંકારો કિનારા પર જ દાસીઓને સોંપી દીધા હતા. મહારાજકુમાર પણ મુગટ અને ઉત્તરીય કિનારા પર મૂકીને સરોવરમાં કૂદ્યા.

રૂપ, યૌવન અને ઉલ્લાસ જ્યારે એની મસ્તીમાં આવે છે ત્યારે આખું વાતાવરણ મસ્ત બની જાય છે !

બત્રીસે રાણીઓ પોતાના સ્વામીને પકડવા એમની પાછળ પાછળ તરવા માંડી.

મહારાજકુમાર રાણીઓ નજીક આવે એટલે ડૂબકી મારીને પાછળ નીકળી જતા, રાણીઓ આગળ નીકળી જતી; અને મહારાજકુમારનું મધુર હાસ્ય પુનઃ રાણીઓને પોતા તરફ વાળતું.

મહારાજકુમારને પકડવા માટે બત્રીસે રાણીઓએ મંડલાકાર વ્યૂહ ગોઠવ્યો.

મહારાજકુમારે હસીને કહ્યું : ‘ પ્રિયે, નારીનો પ્રયત્ન અગાધ હોય છે, પરંતુ નારી પુરુષને પકડી શકતી નથી.’

એક રાણીએ કહ્યુ : ‘ પુરુષ જ્યારે દૂર દૂર રહેતો હોય છે ત્યારે........’

‘ નહિ, પ્રિયે ! હું તમારી વચ્ચે જ રહીશ.’ કહી મહારાજકુમાર ડૂબકી મારીને મંડલાકાર વ્યૂહની વચ્ચે આવી ગયા.

મસ્ત યૌવનશ્રીથી અનુપમ લાગતી બત્રીસે રાણીઓ પોતાના વલ્લભને પકડવા મંડલાકાર વ્યૂહને સંકોચવા માંડી.

અને એક વાર ડૂબકી મારીને વ્યૂહ બહાર નીકળવા જતા મહારાજકુમારને એક રાણીએ ડૂબકી મારીને પકડી લીધા.

નવયૌવનાઓના હર્ષોલ્લાસભર્યા કલરવથી જાણે સમગ્ર ઉદ્યાન મુખરિત બની ગયું.

જે રાણીએ મહારાજકુમારને પકડી પાડ્યા હતા તે રાણીનું નામ શ્રીલેખા હતું. શ્રીલેખા મહારાજકુમારના કંઠમાં બંને સુકોમળ હાથનો હાર ગૂંથીને બોલી: 'નારી પુરુષને જ પકડે છે, અન્યને નહીં.'

'એથી જ પુરુષ હંમેશાં નારી પાસે પરાજિત રહેતો આવ્યો છે, પરંતુ આ સ્વેચ્છાએ સ્વીકારેલા પરાજયમાં પુરુષની ઉદારતા સિવાય અન્ય કશું નથી, એ વાત તમે કોઈ ભૂલશો મા!' મહારાજકુમારે હસતાં હસતાં કહ્યું.

તરત શ્રીલેખાએ પ્રશ્ન કર્યો: 'શું આપ સ્વેચ્છાએ પકડાયા છો?'

'હા લેખા, નારીના કોમળ હૃદયને આઘાત ન આપવા ખાતર પુરુષને પરાજિત થવાનો આનંદ લેવો પડે છે.'

સુનીતિએ કહ્યું: 'આપને વિવાદમાં કોણ પહોંચી શક્યું છે? આપ તો એમ પણ કહેશો કે પરાજયમાં જ વિજય હોય છે!'

'ઓહ્! સુનીતિ....ખરેખર નારીની દૃષ્ટિ પુરુષના અંતઃસ્તલ સુધી પહોંચી જાય છે....તેં પણ મારા હૈયામાં

પરેલી વાતને બહાર કાઢી.' ફરી મહારાજકુમારે સુનીતિને એક આશ્લેષ આપ્યો.

એક પુરુષ...બત્રીસ પ્રકૃતિ!

એક કંદર્પ....બત્રીસ રતિ!

ચારુશીલા તરત બોલી ઊઠી: 'સુનીતિને તો આપે બોલતી બંધ કરી દીધી પરંતુ હારવાનો આનંદ પુરુષ કદી લઈ શકતો નથી. હારવાનો આનંદ તો પ્રકૃતિ જ લઈ શકે છે.'

'નહિ પ્રિયે, નારી પાસે પુરુષ સ્વેચ્છાએ હારીને વિજયનો આનંદ મેળવે છે, કારણ કે પુરુષ ઉદાર છે, પ્રકૃતિ ધૈર્યવાન છે........' મહારાજકુમાર વાક્ય પૂરું કરે તે પહેલાં જ ચારુશીલા સ્વામીને વળગી પડી. એના ઉન્નત ઉરોજ મહારાજકુમારના વજ્ર જેવા હૃદયને જાણે ભેદી રહ્યા.

અને એકાએક ચારુશીલાના બંધનમાંથી છટકીને મહારાજકુમારે ડૂબકી મારી.

બધી સ્ત્રીઓ અવાક્ બનીને ચારે તરફ જોવા માંડી, ત્યાં તો મહારાજકુમાર મંડલાકાર વ્યૂહમાંથી છટકીને દૂર નીકળી ગયા. પછી તો જલક્રીડા વેગવંત બની.

મહારાજકુમારને પકડવાનો અથાગ શ્રમ લેવા છતાં તેઓ ફરીવાર હાથમાં આવી શક્યા નહીં.

કોમલાંગિની યૌવનાઓ છેવટે શ્રમિત થઈ ગઈ. દિવસનો બીજો પ્રહર પૂરો થવા આવ્યો હતો.

પોતાની પત્નીઓને થાકી ગયેલી જોઈ મહારાજ-કુમાર સ્વેચ્છાએ સપડાઈ ગયા.

ફરીવાર સારુંય ઉદ્યાન રૂપવતીઓના કલરવથી સુખરિત બની ગયું.

ધીરેધીરે સહુ સરોવરમાંથી બહાર આવ્યાં.

એક રાણીએ કહ્યુ : 'મહારાજ, એક મહિનો અતિ દીર્ઘ થઈ પડે છે.'

'તારી વાત સાચી છે. લીલા! પરંતુ રંગની શોભા એના છાંટણાંઓમાં હોય છે. જલક્રીડાનો આ આનંદ એક મહિના સુધી સહુને સ્વપ્નવિભોર બનાવતો રહેશે'

તરત એક બીજી રાણી બોલી ઊઠી : 'પ્રિય, સ્વપ્ન એ સત્ય તો છે જ નહીં!'

'આ આનંદ પણ એક સ્વપ્ન જ છે ને? જે દિવસે આ કાયામાંથી યૌવનનાં વળતા પાણી થશે તે દિવસે શું આ આનંદ પ્રિય લાગશે?' મહારાજકુમારે આછા હાસ્ય સહિત સહુને અનુલક્ષીને આ પ્રશ્ન કર્યો.

બત્રીસ સ્ત્રીઓ કશું બોલી નહીં, મુગ્ધ નેત્રે પ્રિયતમ સામે જોઇ રહી.

મહારાજકુમારે કહ્યુ : 'હવે આપણે વસ્ત્રો બદલાવવાં જોઇએ.'

તરત દરેક રાણીઓની પરિચારિકાએ નૂતન વસ્ત્રો સહુને

લ્હેવા માંડયાં. અંગલૂછણુ વડે દેહ શુષ્ક કરીને સહુ વસ્ત્રધારણુ કરવામાં તત્પર બનાં.

મહારાજકુમારે પણુ વસ્ત્રો બદલાવી લીધાં.

ત્યાર પછી સહુ નજીકના વૃક્ષઝૂંડમાં ગયાં. દાસીઓએ રથમાંથી ખાદ્ય સામગ્રી કાઢી સહુની વચ્ચે ગોઠવવા માંડી.

બત્રીસ વિલોલનયનાઓ હાસપરિહાસની પાંખે ઉડી રહી હતી. પત્નીઓના મીઠા આનંદનો આસ્વાદ લઇ રહેલા મહારાજકુમારે પણુ ભોજન કર્યું અને જયારે સહુ રાજભવનમાં પહોંચ્યાં ત્યારે સંધ્યાને એકાદ ઘટિકાની વાર હતી.

*

બેદિવસ પછી મહારાજકુમારને સશસ્ત્ર સૈન્ય સાથે વીસ કોસ દૂરની પહાડીઓમાં જવું પડ્યું.

સમગ્ર ઉત્તર ભારતને પરેશાન કરી રહેલી અને અનેક નૃશંસ હત્યાઓ કરીને કુખ્યાત બનેલી ડાકુ સરદાર દુર્મદની ટોળીએ આવી હોવાના સમાચાર મળતાં જ મહારાજકુમાર એક હજાર સૈનિકો સાથે નીકળી પડયા હતા.

માતાપિતાને વિશ્વાસ હતો કે વચેટ પુત્ર દરેક વાતે ચતુર અને કુશળ છે, પરંતુ આવા ભયંકર ડાકુનો મુકાબલો કરવો તે તેમને યોગ્ય નહોતું લાગ્યું. મહારાજ સૌભદ્રસેને મહારાજકુમારને કહ્યું પણુ ખરું, 'બેટા ! દુર્મદ જેવા સેતાન સામે તું જાય તે ઉચિત નથી. સેનાધિપતિ પોતે જ જશે અને દુર્મદને હંમેશ માટે ચૂપ કરીને પાછા આવશે.'

'પિતાજી, દુર્મદ સેનાપતિને બે વાર થાપ આપી ચૂકયો છે. જનતાનું રક્ષણ કરવું અને આવા અભિશાપથી રાજ્યને મુક્ત કરવું એ તો મારુ પોતાનું કર્તવ્ય છે. આપ નિશ્ચિંત રહેજો. હું દુર્મદને એના સાથીઓ સહિત પકડીને હાજર કરીશ.'

પિતાએ તરત કહ્યું : 'ભાઈ, તું આવું સાહસ કરવા જાય એ તારી માતાને ગમતું નથી. તારા બન્ને ભાઇઓને પણ દુ:ખ થાય છે, એ કરતાં મને જ જવા દે.'

તરત પિતાના બન્ને ચરણ પકડી લઈને મહારાજકુમારે કહ્યું : 'પિતાજી, આ કાર્ય આપને શોભે નહિ, ત્રણ ત્રણ જુવાન પુત્રો રાજભવનમાં રહે ને આપ જાઓ તે કઈ દ્રષ્ટિએ ઉચિત ગણાય ? નહિ બાપુ, મને જ જવા દો. મને તો પૂર્ણ શ્રદ્ધા છે કે માતાપિતાના આશીર્વાદ મને વિજય અપાવશે, મારું રક્ષણ કરશે.'

પુત્રના આગ્રહ આગળ માતાપિતાનું ન ચાલ્યું.

જતી વખતે મહારાજકુમારે પોતાની પ્રિય પત્નીઓને મળવાનું પસંદ ન કર્યું. તે સમજ્યો હતો કે સંસારમાં સહુને સમજાવી શકાય છે, પ્રિયતમાને સમજાવી શકાતી નથી: અને મહેલમાં એક નહિ પણ બત્રીસ પ્રિયતમાઓ હતી. સહુના આંસુની અવગણના કરવી એ કરતાં મળ્યા વગર જવું તે જ ઉત્તમ છે.

બન્ને ભાઈઓએ પણ મહારાજકુમારને રોકવાનો

પ્રયત્ન કર્યો, પરંતુ બન્ને ભાઈઓને ત્યારથી ભેટીને મહારાજકુમારે વિદાય લીધી.

મહારાજકુમારનું રક્ષણ કરવાના આશયથી મહારાજાએ મુખ્ય સેનાપતિને પણ સાથે મોકલ્યો.

દુર્મદની ડાકુટોળી નાનીસૂની નહોતી. ત્રણસોવીસ ડાકુઓની એ ટોળી હતી. એ ટોળી માત્ર નાનાં ગામડાંઓને લૂંટતી એમ નહોતું, મધ્યમ નગરો પર પણ ત્રાટકતી અને લૂંટ ચલાવીને જતી રહેતી.

દુર્મદ એટલો ચપળ અને બળવાન હતો કે સાત સાત રાજ્યોના સૈન્યદળને થાપ આપી જતો, એટલું જ નહિ પણ એની સામે થનારાઓને નષ્ટ કરી નાખતો.

એની ટોળીમા વીસેક જેટલા ડાકુઓ તો ધનુર્વિદ્યાના જાણકાર હતા અને હસ્તલાઘવમાં પાવરધા હતા. ધાર્યાં નિશાન પાડવાં એ આ ટોળી માટે રમત હતી.

આ ભયંકર ટોળી આ રાજ્યમાં જ આવેલી પહાડીઓમાં આવી હતી, અને પહાડાઓમાં પથરાયલાં કેટલાંક ગામડાંઓને ભારે નુકશાન કરી રહી હતી.

ત્રીજે દિવસે મહારાજકુમાર સૈન્યદળ સાથે પહાડી પ્રદેશમાં પહોંચી ગયા અને બરાબર વાવડ મેળવીને એક ચોક્કસ સ્થળે પડાવ નાખ્યો.

સૌથી પ્રથમ મહારાજકુમારે ચાર છ ગુપ્તચરોને ડાકુ ટોળીની પ્રવૃત્તિ જાણવા રવાના કરી દીધા.

ત્રીજા દિવસે ગુપ્તચરો પાછા ફર્યા અને મહત્ત્વનો

સંદેશો આપ્યો. આવતી કાલે ધોળે દિવસે મધ્યાહ્ન સમયે દુર્મદ રાકુ પોતાના સાથીઓ સહિત અહીંથી ચાર કોશ દૂર આવેલા ગિરિસુંદર નામના ગામ પર ત્રાટકવાનો છે.

મહારાજકુમારે આ સમાચાર ઉપર એક યોજના તૈયાર કરી અને સહુએ ત્યાંથી કૂચ કરી.

ગિરિસુંદર ગામ સાવ નાનું નહોતું. બારસો ઘરની વસ્તીવાળું સુખી અને સમૃદ્ધ ગામ હતું. આસપાસનાં વીસેક ગામડાંનું હટાણું ત્યા થતું હતું. આ ગામમાં રાજ્યના સાઠ જેટલા સશસ્ત્ર રક્ષકો પણ રહેતા હતા. એ સિવાય આ ગામડાંની આસપાસ નાનું મેદાન હતું અને ફરતી પર્વતમાળાઓ હતી આવા પ્રાકૃતિક રૂપથી ગિરિ-સુંદરની શોભા અપૂર્વ જણાતી હતી.

મહારાજકુમારે બસો સૈનિકો સહિત સેનાપતિને ગામના રક્ષણ માટે ગામમાં મોકલી આપ્યા અને પોતે આઠસો સૈનિકો સહિત પર્વતમાળામાં જ છૂપાઈ જવાનું પસંદ કર્યું.

સારા નસીબે દુર્મદના બે જાસૂસો મધ્યાહ્ન સમયે જ વિદાય થઈ ગયા હતા અને ગિરિસુંદરમાં ધારી લૂંટ થઈ શકશે એવી બાતમી મેળવીને તેઓ સરદારને સંદેશો પહોં-ચાડવા માગતા હતા. જો તેઓ સંધ્યા વખતે ગામમાંથી બહાર નીકળ્યા હોત તો ગામમાં નવા સૈનિકોના આગમનના સમાચાર મેળવી શકયા હોત.

મહારાજકુમારે આખી રાત પર્વતમાળામાં પસાર કરી.

અને વહેલી સવારે તેઓએ એવો વ્યૂહ તૈયાર કર્યો કે ડાકુ-ટોળી ગામમાં દાખલ થાય તે પહેલાં જ કાં તો શરણે થાય કાં ખતમ થાય !

દિવસનો પ્રથમ પ્રહર પૂરો થતાં જ પૂર્વ તરફના માર્ગેથી દુર્મદની ટોળી આવતી દેખાણી.

મહારાજકુમારે સઘળા સૈનિકોને શસ્ત્રસજ્જ થવાનો ઈશારો કર્યો અને જરા પણ ધૈર્ય ન ગુમાવવાની સૂચના આપી.

છેલ્લાં સાત સાત વર્ષથી લૂંટ ચલાવી રહેલો દુર્મદ એક તેજસ્વી અશ્વ પર બેઠો હતો, અને એના ત્રણસો વીસ સાથીઓ સાથે ગર્વથી મસ્તક ઉન્નત રાખીને આવી રહ્યો હતો.

મહારાજકુમાર એક હજાર સૈનિકો સાથે આવી ગયા છે એવા સમાચાર તેને મળ્યા જ નહોતા. એને મળેલા છેલ્લા સમાચાર ઘણા જ સુખદ હતા. ગિરિસુંદર ગામ માત્ર એક જ પ્રહરમાં શરણે થઇ જાય એવું છે એમ તેણે જાણ્યું હતુ.

દૂરથી નગરીની ભાગોળ દેખાતી હતી દુર્મદે જોયું કે મુખ્ય દરવાજો ખુલ્લો હતો લોકોને શંકા પણ નહોતી કે દુર્મદ ત્રાટકવાનો છે ! દુર્મદ ભારે હર્ષમાં આવી ગયો.

બધા ડાકુઓ અશ્વારોહી હતા. દરેક ડાકુઓના હાથમાં તલવારો હતી, ભાલા હતા, કેટલાક પાસે ધનુષ્ય પણ હતાં.

વિજયની આશામાં ઝુમતો દુર્મદ પર્વતમાળાના મુખ્ય માર્ગેથી પસાર થઈને ગામ સામેના મેદાનમાં આવી પહોંચ્યો.

અને તે આગળ વધે તે પહેલાં જ મહારાજકુમારે પ્રચંડ શંખનાદ કરીને દુર્મંદને ચેતવણી આપી.

દુર્મંદ ચમક્યો. ચારે તરફ જોવા માંડયો. ત્યાં તો ગામની ભાગોળ પાસે એકાએક સશસ્ત્ર સૈનિકો દેખાયા.

એમ કેમ બન્યું? પોતે કોઇ દિવસ ખેદાનમેદાન કર્યા વગર પાછો ફર્યો નથી, અને આજ આ શું?

દુર્મંદે પણ શંખનાદ કર્યો, કારણ કે તેણે પર્વતમાળામાં કોઈ સૈનિકોને જોયા નહોતા, અને ભાગોળ પાસે દેખાયેલા સૈનિકો અર્ધ ઘટિકામાં ખતમ થઈ જશે એવી તેની ગણતરી હતી!

ત્યાં તો પર્વતમાળામાંથી અસંખ્ય બાણ વરસવા માંડયાં. દુર્મંદને થયું, આજ પોતે આબાદ સપડાયો છે. તેણે પોતાના સાથીઓને આજ્ઞા કરી: 'પાછા વળો!'

અને સહુ પાછા વળે તે પહેલા ચારે દિશાએથી મહારાજકુમારે ભયંકર બાણમારો શરૂ કર્યો.

ડાકુટોળીના ધનુર્ધરોએ પણ તરત બાણ છોડવા માંડયાં, પરંતુ મહારાજકુમારનો મંડળવ્યૂહ એટલો ભયંકર હતો કે દુર્મંદ અને તેના ત્રણસો વીસ સાથીઓ છટકવાનો કોઈ માર્ગ નક્કી કરી શક્યા નહિ.

અને ગામની ભાગોળમાંથી બસો અશ્વારોહીઓ આગળ વધવા માંડયા.

માત્ર બે ઘટિકાના મુકાબલામાં દુર્મદના અનેક સાથીઓ ધૂળ ચાટતા થઈ ગયા.

મહારાજકુમારનો વિજય થયો. દુર્મદ બસો દસ સાથીઓ સાથે પકડાઈ ગયો.

ગામ લોકોએ પોતાના પ્રિય મહારાજકુમારને અંતરના ઉમળકાથી વધાવ્યા.

બીજે જ દિવસે બધા ડાકુઓને તેમજ ઘાયલ થયેલા ડાકુઓને લઈને મહારાજકુમાર રાજધાની તરફ રવાના થયા.

બે દિવસના પ્રવાસ પછી તેઓ રાજધાનીમાં દાખલ થયા.

મહારાજકુમારના આ વિજયથી સમગ્ર જનતા જયનાદ પોકારાને હર્ષ વ્યક્ત કરવા માંડી.

મહારાજા સૌભદ્રસેન પુત્રને ભેટી પડયા.

મહારાજકુમારના બંને ભાઈઓ આવો નિપુણ બંધુ મળ્યા બદલ હર્ષિત બની ગયા.

અને કાગને ડોળે વાટ જોઇ રહેલી બત્રીસે પત્નીઓ સ્વામીને સ્નેહમઢયા ફૂલહાર પહેરાવવા રાજભવનમાં ચંચળ બની ગઈ.

માતાએ પુત્રને હૈયાસરસો લઇ ઓવારણાં લીધાં.

રાજના મંત્રીએ મહારાજકુમારને અસંખ્ય ધન્યવાદ આપ્યા.

દુર્મદ અને તેના સાથીઓને કારાગારમાં ધકેલવામાં આવ્યા. સાત સાત વર્ષથી ઉત્તર ભારતને ધમરોળી રહેલી ટોળી આજ હંમેશ માટે સપડાઇ ચૂકી હતી !

*

પોતાના રાજ્યમાં જ નહીં પરંતુ સમગ્ર ઉત્તર ભારતમાં નવજવાન મહારાજકુમારની પ્રશંસા માલતીપુષ્પોની સૌરભ માફક વિસ્તરી ઊઠી.

રાજ્યના પ્રધાનો, સેનાનાયકો, રાજનીતિજ્ઞ પુરુષો પ્રશંસા કરે એમાં તો કોઈ આશ્ચર્ય નહોતું, કારણ કે પોતાના અતિ પ્રિય માનવીને કોણ ન પ્રશંસે ?

પંદરેક દિવસ વીત્યા હશે ત્યાં તો ઉત્તર ભારતનાં અન્ય રાજ્યોના મંત્રીઓ ભેટસોગાદ લઈને આવવા માંડયા.

મહારાજા સૌભદ્રસેને અન્ય રાજ્યોની વધાઈનો સત્કાર કરવા રાજસભાની યોજના કરી.

માતાપિતાને પોતાના સંતાનની કીર્તિ અતિ પ્રિય હોય છે. માતાપિતાની આરાધના પણ એ જ હોય છે કે પુત્ર કુલનો દીવડો થાય.

આવતી કાલે દિવસના પ્રથમ પ્રહર પછી અન્ય રાજ્યોની ભેટસોગાદના સત્કારનિમિત્તે રાજસભા બોલાવવામાં આવી હતી: રાજ્યના મુખ્યમંત્રીએ આ અંગે યોગ્ય વ્યક્તિઓને નિમંત્રણ મોકલી દીધાં હતાં.

અને............

મહારાજકુમાર અસહ્ય અકળામણ અનુભવી રહ્યા હતા.

એમને પ્રશંસા પ્રિય નહોતી, પરંતુ આવતી કાલની રાજસભામાં ગયા વગર ચાલે તેમ પણ નહોતું.

પ્રશંસા તો સહુને પ્રિય હોય છે. પ્રશંસા પ્રાપ્ત કરવા અર્થે માનવી અનેક પ્રયત્નો કરતો હોય છે. દાન દેવાથી જો પ્રશંસા મળતી હોય તો માનવી દાની બની જતો હોય છે, ને સેવા કરવાથી પ્રશંસા મળતી હોય તો માણસ સેવક પણ બની જતો હોય છે, પ્રશંસાનાં ફૂલ એટલાં આકર્ષક છે કે યોગી મહાત્માઓ પણ કોઈ વાર સન્માનના લપસણા પહાડ પર ચડવા માંડે છે. તો પછી સંસારી જીવોને પ્રશંસા, માન મોટાઇ પ્રિય લાગે એમાં નવાઈ પણ શી ? એમને તો પ્રશંસાનાં ફૂલોમાં જ સિદ્ધિનાં દર્શન થતાં હોય છે.

પરંતુ મહારાજકુમારને પ્રશંસા અગ્નિકણો સમી થઈ પડી હતી. ડાકુ દુર્મદને લાવ્યા પછી આજ દિવસ સુધી જે જે મળવા આવતા તે સર્વ પ્રશંસાનાં પુષ્પો જ વેરી જતા.

દુર્મદને પકડીને આવ્યા પછી મહારાજકુમાર જ્યારે પોતાની પત્નીઓ પાસે ગયા હતા ત્યારે બત્રીસે નવયૌવનાઓએ સ્વામીને ઘેરી લઈ અસંખ્ય ધન્યવાદ આપવા માંડયા હતા. અને પ્રશંસાના ફૂલો સાથે ઊર્મિનાં ફૂલો પણ બિછાવવાનાં શરૂ કર્યાં હતા. આથી અકળાઈને મહારાજકુમારે ચારુશીલાનો હાથ પકડીને કહ્યું હતું.

'પ્રિયે, મને સમજાતું નથી કે તમે સહુ પોતાના

પ્રિયતમના ગૌરવને આ રીતે શા માટે વેડફી રહ્યાં છો ?'

બત્રીસે રાણીઓ અવાક બની ગઈ. ચારુશીલાએ પ્રશ્ન કર્યો: 'અમે તો આપના ગૌરવને અજવાળીએ છીએ.'

'એ તમારો ભ્રમ છે. કર્તવ્ય અને સિદ્ધિ સમાંતર છેડાની વસ્તુઓ છે. મેં તો કેવળ એક કર્તવ્ય બજાવ્યું છે. કર્તવ્યની જો કિંમત આંકવામાં આવે તો કર્તવ્ય પાછળની નિષ્ઠાનું અપમાન થાય છે. આ રાજ્યની પ્રજાને પીડનારા કોઈ પણ તત્ત્વને નષ્ટ કરવું એ રાજ્યનું કર્તવ્ય છે. એ કંઈ મોટો ઉપકાર નથી કે મોટી સિદ્ધિ નથી. હું આ રાજ્યનુ એક નાનું અંગ છું....અને મેં મારું કર્તવ્ય બજાવ્યું. આમા એવું કયું તત્ત્વ છે કે અન્ય લોકોની માફક તમે સહુ મારા પર પ્રશંસાના પુષ્પ વેરી રહ્યાં છો ?'

બધી રાણીઓ સ્થિર નજરે સ્વામી સામે જોઈ રહી.

થોડી પળોના મૌન પછી મિત્રા આગળ આવી અને બોલી: 'સ્વામી, જે નરરાક્ષસ સાત સાત વર્ષથી કોઈના હાથે પકડાતો નહોતો, જે ડાકુએ અનેક બહેનોને વૈધવ્ય આપ્યું હતું, અનેક માતાઓના આશ્રય ઝૂંટવી લીધા હતા, જે નરાધમે નિર્દોષ લોકો પર નિર્દયપણે અત્યાચાર કર્યો હતો, તે શેતાનને આપે શિકસ્ત આપીને પકડી પાડયો છે, એ શું અમારા માટે સાવ ક્ષુદ્ર વાત છે ? પ્રાણેશ, પત્નીઓનું સર્વસ્વ એના પતિમાં જ હોય છે, અને એ પત્નીઓ પોતાના પ્રાણાધારને હૈયાની ઊર્મિ વડે નવરાવે એમાં અનુચિત શું છે, એ એજ મને સમજાતું નથી. આપને એ

કલ્પના ક્યાંથી હોય કે પુરુષના જયગાનમાં જ પત્નીનાં જયગાન સમાયેલાં હોય છે!'

મિત્રા સામે જોઈ ને આછા હાસ્ય સહિત મહારાજકુમારે કહ્યું, 'મિત્રા! તું તો પંડિતા છે. તારો અભ્યાસ પણ ઉચ્ચ કોટિનો છે. તું પણ કેમ સમજી શકતી નથી કે કર્તવ્ય એ કેવળ આચરવાની વસ્તુ છે, મૂલ્યાંકનની વસ્તુ નથી. તમે સહુ મારા એક સામાન્ય કર્તવ્યને એવી રીતે મૂલવી રહ્યાં છો કે કર્તવ્ય એક સકામ વસ્તુ છે.'

મિત્રા કશું બોલી નહીં, પ્રસન્ન નજરે સ્વામી સામે જોઈ રહી.

આ રીતે પહેલે જ દિવસે મહારાજકુમારે પ્રશંસાનાં ફૂલો પ્રત્યે પત્નીઓ સમક્ષ અગણુમો જાહેર કર્યો.

ત્યાર પછી તો પંદર પંદર દિવસ વીતી ગયા અને અનેક માણસો પ્રશંસાનાં ફૂલો લઈને આવી ગયા, પરંતુ મહારાજકુમાર કોઈને કશું કહી શકતા નહોતા, કારણ કે વડીલોની મર્યાદા જાળવવી એ પણ એક કર્તવ્ય હતું.

અને આવતી કાલે રાજસભામાં અન્ય રાજ્યોના મંત્રીઓને પ્રતિનિધિઓ ભેટસોગાદો અર્પણ કરશે. આ અણગમતું કામ શું નભાવી લેવું?'

આખી રાત મહારાજકુમારને વિચારો જ આવ્યા કર્યા. તેઓ ઈન્કાર કરી શકે એમ હતા નહીં. જો ઈન્કાર કરે તો પિતાને દુઃખ થાય! પુત્રની પ્રશંસા પિતા માટે એક સિદ્ધિ હતી.

અને રાજસભા એકત્ર થઈ ગઈ.

પિતાની સાથે જ ત્રણેય ભાઈઓ આવ્યા. રાજસભાએ મહારાજનો અને મહારાજકુમારનો જયનાદ બોલાવ્યો.

આજ રાજસભા ખીચોખીચ ભરાઈ ગઈ હતી. સ્ત્રીઓને બેસવાની જગ્યા તો એટલી બધી ભરાઈ ગઇ હતી કે નવી કોઈ પણ સ્ત્રી–પ્રેક્ષક આવે તો અંદર દાખલ જ થઈ શકે નહીં.

સ્ત્રી વર્ગમાં ત્રણેય ભાઈઓની પત્નીઓ, મહાદેવી, રાજ પરિવારની અન્ય સ્ત્રીઓ, નગરના નામાંકિત પુરુષોની પત્નીઓ અને કન્યાઓ, રાજકીય પુરુષોની પત્નીઓ વગેરે ઘણી સ્ત્રીઓ આવી હતી.

પરંતુ આ સ્ત્રી સમુદાય વચ્ચે એક નવયૌવના પરદેશી લાગતી હતી અને સહુ તેના સુંદર અને આકર્ષક વદન સામે જોઈ રહેતાં. એની વેશભૂષા પણ ઉત્તમ હતી.

કાશી રાજ્યના પ્રતિનિધિઓ સાથે અઢાર વર્ષની રાજનર્તકી સુદર્શના પણ આવી હતી. એના આગમન પાછળ એક કારણ હતું. એકવાર એટલે આજથી છ વર્ષ પહેલાં તે નાની હતી ત્યારે પોતાની માતા સાથે પ્રવાસે નીકળી હતી, અને દુર્મંદે માર્ગમાં જ પ્રવાસીઓને લૂંટી લીધા હતા. એટલુ જ નહીં પણ બે નવજવાન સ્ત્રીઓને ઉઠાવી ગયા હતા. તે દિવસથી સુદર્શના દુર્મંદ ડાકુને વિસરી નહોતી.

અને તે જ્યારે સોળ વર્ષની થઈ ત્યારે રૂપ, ગુણ અને કલાના બળથી કાશી રાજ્યની રાજનર્તકી બની હતી.

અને જ્યારે તેણે દુર્મંદ પકડાયાની વાત સાંભળી અને

પકડનાર મહારાજકુમાર એક નવજવાન છે એ જાણ્યું, ત્યારે દુર્મદને શિકસ્ત આપનારને નજરે જોવા તૈયાર થઈ અને મહારાજની આજ્ઞા માગી ને પ્રતિનિધિમંડળ સાથે જ આવી.

રાજસભાનો પ્રારંભ થઇ ગયો. રાજ્યના ચારણવૃંદે સૌથી પહેલાં મહારાજ અને મહારાજકુમારની પ્રશસ્તિ ગાઈ. અને પછી તો ઉત્તર ભારતના સાતેય મોટા રાજ્યોના પ્રતિનિધિઓએ મહારાજકુમારની ખૂબ ખૂબ પ્રશંસા કરીને ભેટ સોગાદો અર્પણ કરી.

સ્ત્રી વર્ગમાં બેઠેલી સુદર્શના એક નજરે મહારાજકુમારને જોઇ રહી હતી. એના ચિત્તમાં એક પ્રશ્ન ઊભો થયો હતો, આવા વીર પુરુષના ચરણમાં જીવન અર્પણ કરવું એ નારી માટે મોટામાં મોટું ગૌરવ છે, હુ એમની કેવી રીતે બની શકું ?

લગભગ એક પ્રહર પર્યંત પ્રશંસાનાં ફૂલો વેરાતાં રહ્યાં અને ભેટસોગાદોનો થાળ મુકાતા ગયા.

મહારાજકુમાર અકળાઈ ગયા અને મહામંત્રીઓએ તેઓની પાસે જઇ મૃદુ સ્વરે કહ્યું, ‘મહારાજકુમાર, આપ કુંઈક કહો તેમ સહુ ઈચ્છે છે.’

મહારાજકુમાર ઊભા થયા, પિતાને તેમજ વડીલોને નમસ્કાર કર્યા, પછી તેઓએ સમગ્ર સભા તરફ એક દષ્ટિ કરી. ત્યાર પછી મધુર ગંભીર સ્વરે કહ્યું, ‘મહારાજાધિરાજ, વડીલો, અન્ય રાજ્યમાંથી પધારેલા પ્રિય

સજ્જનો અને સર્વ સભાજનો! છેલ્લા પંદર દિવસથી લોકપ્રશંસાનાં ફૂલો મારા પર એટલાં બધાં વરસી રહ્યાં છે કે મારું ચિત્ત ભારે વિષાદ અનુભવી રહ્યું છે! હું ખરેખર વિનમ્રભાવે કહું છું કે મેં એવું મહાન કાર્ય નથી કર્યું કે જેના બદલામાં હું આવી પ્રશંસાનો અધિકારી બની શકું. મેં તો કેવળ એક ક્ષત્રિય તરીકેનું કર્તવ્ય બજાવ્યું છે. કર્તવ્ય એ પૂજાની વસ્તુ નથી કારણ, કે કર્તવ્ય પોતે જ જીવનની પૂજા છે! અને જ્યારે કર્તવ્યને આ રીતે માન સન્માન વડે પૂજવામાં આવે છે ત્યારે ઘણીવાર માનવી કર્તવ્યનું ભાન ભૂલી જાય છે, અને માનના તરંગો પર વિહરવા માંડે છે. હું તો આપ સર્વના આશીર્વાદનો અધિકારી છું. આપ સહુ મને એવો આશીર્વાદ આપો કે મારી કર્તવ્યભાવના કોઈપણ દિવસ પ્રશંસાનાં ફૂલો તળે દટાઈ ન જાય!'

આટલું કહી સર્વને નમન કરી મહારાજકુમાર પોતાના આસન પર બેસી ગયા.

લોકોએ બમણા વેગથી જયનાદ ગજવવા માંડયો.

અને સ્રીસમુદાયમાં બેઠેલી સુદર્શનના અંતરમાં આવા પુરુષને સર્વસ્વ અર્પણ કરવાનો ઉલ્લાસ પ્રગટયો.

સન્માનનો ઉત્સવ પૂરો થયા પછી ડાકુ દુર્મદને રાજસભા વચ્ચે બંધનાવસ્થામાં લાવવામાં આવ્યો.

અન્ય રાજ્યના પ્રતિનિધિઓએ ડાકુ સરદાર દુર્મદને જોયો. રાજસભાએ ધિક્કાર વરસાવ્યો.

રાજનર્તકી સુદર્શના દસઅગિયાર વર્ષની હતી ત્યારે આ નિર્દય ડાકુને ભયત્રસ્ત નજરે જોયો હતો. સાત વર્ષના કાળમાં ડાકુ દુર્મદ વધારે કઠોર અને ઉદ્ધત બની ગયો હતો, પરંતુ આજ બંધનવસ્થામાં તેનો ગર્વ મીણ માફક ગળી ગયો હતો. તેનામાં કોઈની સામે નજર માંડવાની પણ હોંશ નહોતી રહી. પોતે આ રીતે સપડાઈને હંમેશ માટે બંધનાવસ્થામાં આવી જશે એવી કોઇ કલ્પના તેણે કદી કરી નહોતી.

ડાકુ દુર્મદના ગુપ્ત અડ્ડા અંગે હજી સુધી કશી માહિતી મળી નહોતી. એ મેળવવાનો પ્રયત્ન કારાગારાધ્યક્ષ કરી રહ્યો હતો. કારણકે સહુની માન્યતા એવી હતી કે લૂંટનો ઘણો માલ એના ગુપ્ત સ્થાનમાં હોવો જોઇએ.

ડાકુ દુર્મદને રાજસભા સમક્ષ રજૂ કર્યા પછી સારા એવા જાપ્તા વચ્ચે પાછો લઇ જવામાં આવ્યો.

રાજસભાનું કામ પૂર્ણ થયું.

દરેક રાજ્યના પ્રતિનિધિઓ પોતપોતાના ઉતારા તરફ વિદાય થયા. રાજનર્તકી સુદર્શના પણ વિદાય થઇ. પરંતુ જતી વખતે તેણે સંકલ્પ કર્યો હતો કે મહારાજકુમાર જેવા સુંદર, સ્વસ્થ અને વીર પુરુષના ચરણમાં પોતાની જાતનું સમર્પણ કરવું. નારીની તૃપ્તિ મનોનીત પુરુષના ચરણુંમાં હંમેશ માટે સ્થાન મેળવવામા જ રહેલી છે.

સધ્યા સમયે રાજનર્તકી સુદર્શનાએ પોતાની એક પરિચારિકાને મહારાજકુમારપાસે મોકલી પરિચારિકાકાશીની

હતી, અહીંથી અપરિચિત હતી, પરંતુ તેમનો ઉતારો રાજભવનની બાજુમાં આવેલા એક સુંદર મકાનમાં હોવાથી પરિચારિકાને ખાસ કાંઈ તકલીફ પડે એમ નહોતું.

આ સિવાય યુવરાજ અને નાના કુમાર મહેમાનોની સારસંભાળ લેવા હમેશ બે વખત આવતા હતા, એટલે પરિચારિકા રાજના એક સેવક સાથે રાજભવનમાં ગઈ.

સેવક ઉદ્યાનમાંથી જઈ રહ્યો હતો, એ વખતે મહારાજકુમાર પોતાની બત્રીસે રાણીઓ સાથે પ્રભુમંદિરે દર્શન કરીને પાછા વળી રહ્યા હતા. સેવકે એ તરફ આંગળી ચીંધી કહ્યું, ‘ મહારાજકુમાર ઉદ્યાનમાં જ છે. તમે એમને મળી શકો છો.’

સુદર્શનાની પરિચારિકા તરત એ તરફ ગઈ. બત્રીસ રાણીઓ અને એટલી જ દાસીઓ હાસ્ય-પરિહાસ કરતી કરતી રાજભવન તરફ જઇ રહી હતી.

મહારાજકુમાર સૌથી આગળ હતા. પરિચારિકાએ નજીક જઈને વંદન કરતાં કહ્યું, ‘ મહારાજકુમારનો જય થાઓ ! ’

મહારાજકુમારે અન્ય દેશની પરિચારિકા સામે નજર કરી, ત્યાર પછી ચાર કદમ આગળ આવીને કહ્યું, ‘ કંઇ કામ છે ? ’

‘ હા મહારાજ ! હું કાશીનરેશની રાજનર્તકી દેવી સુદર્શનાની દાસી છું. રાજનર્તકીએ આપના ચરણમાં એક પ્રાર્થના પાઠવી છે.’

‘ કહો........’

'રાજનર્તકી દેવી સુદર્શના આપનાં દર્શન ઈચ્છે છે.'

'દેવી સુદર્શના અહીં આવ્યાં છે?' મહારાજકુમારને કાશીના પ્રતિનિધિમંડળમાં રાજનર્તકી આવી છે, એ ખબર જ નહોતી. કારણ કે મહેમાનોની સઘળી વ્યવસ્થા યુવરાજ અને નાનાભાઈએ સંભાળી હતી.

'હા મહારાજ, કાશીરાજ્યના પ્રતિનિધિમંડળ સાથે દેવી સુદર્શના પધાર્યાં છે. આપ આજ્ઞા કરો ત્યારે તેઓ આપના દર્શને પધારે.' દાસીએ કહ્યું

'અત્યારે તેઓ ક્યાં છે?'

'બાજુના જ મકાનમાં....જ્યાં અમને ઉતારો મળ્યો છે.'

'સારું, હું હમણાં જ તારી સાથે આવું છું.'

'આપ પધારશો?'

'હા....અતિથિની ઈચ્છાનો આદર કરવો જ જોઈએ.' કહી મહારાજકુમારે પોતાની પાછળ ઊભેલી એક પરિચારિકાને કહ્યુઃ 'તમે બધાં ભવનમાં જાઓ...હું હમણાં જ આવું છું.'

મહારાજકુમાર રાજનર્તકીની દાસી પાછળ વિદાય થયા.

રાણીઓ અને પરિચારિકાઓ પણ વિશાળ પ્રાસાદ તરફ રવાના થઈ.

ભવનના મુખ્ય દ્વાર પર ઊભેલા રક્ષકોએ મહારાજકુમારને જોતાં જ મસ્તક નમાવ્યા.

કાશીના પ્રતિનિધિમંડળને જેમાં ઉતારો આપ્યો હતો તે મકાન રાજ્યનું જ હતું, અને બાજુમાં જ હતું, એટલે

મહારાજકુમાર દાસીની પાછળ પાછળ થોડી પળોમાં જ ત્યાં પહોંચી ગયા.

કાશીરાજ્યના બીજા ચાર પ્રતિનિધિઓ નીચેના ખંડમાં ઊતર્યા હતા. રાજનર્તકીના ઉતારાની વ્યવસ્થા ઉપરના ખંડમાં કરી હતી.

દાસી મહારાજકુમારને લઈ ને ઉપરની ભૂમિ પર ગઈ.

સુદર્શનાને એવી તો કલ્પના હતી જ નહિ કે મહા-રાજકુમાર જાતે અહીં આવશે. તેણે એમ જ માનેલું કે મળવાનો કોઈ સમય આપશે. આથી તે દાસીને વિદાય કરી સાયંસ્નાન અર્થે સ્નાનગૃહમાં ગઈ હતી.

રાજ્ય તરફથી પણ બે પરિચારિકાઓ સેવા માટે રાખેલી હતી. એ બન્ને મહારાજકુમારને જોઈ ને નમી પડી.

સુદર્શનાની દાસીએ મહારાજકુમારને એક ખંડમાં બહુમાનપૂર્વક બેસાડયા અને કહ્યું, 'દેવી સુદર્શના સ્નાન-ગૃહમાં ગયાં છે, હું સમાચાર આપું છું. આપ મારી સાથે જ પધારશો એવી કલ્પના અમને કોઈ ને નહોતી આવી.'

મહારાજકુમારે કહ્યું: 'સંકોચનું કોઈ કારણ નથી, હું એમની રાહ જોઈશ.'

દાસી મસ્તક નમાવીને ચાલી ગઈ.

સ્નાનગૃહમાં સુદર્શનાએ સ્નાન કરી લીધું હતું. તેની બીજી દાસી અંગલૂછણ કરી રહી હતી, ત્યાં બહારથી આ દાસીએ કહ્યું, 'દેવી મહારાજકુમાર પોતે પધાર્યા છે.'

સુદર્શના તરત અંદરથી જ બોલી ઊઠી, ' આકસ્મિક રીતે કે....'

' મેં આપનો સંદેશો કહ્યો એટલે તરત તેઓ મારી સાથે આવ્યા.'

' ઓહ, તું એમનું સ્વાગત કર, એમને મધુપાનક પા. હું સત્વર આવું છું '

દાસી તરત પાછી વળી. મધુપાનકનું પાત્ર લઈને તે ખંડમાં આવી અને મહારાજકુમાર સામે ઊભી રહી.

મહારાજકુમારે કહ્યું : " સૂર્યાસ્ત થઈ ગયો છે, એટલે હું કશું લઈશ નહીં.

દાસી અવાક બની ગઈ, દીપમાલિકાના મધુર પ્રકાશ વચ્ચે મહારાજકુમાર દાસીના ચેહરા ઉપર ઊપસેલી આશ્ચર્યની રેખાઓ જોઇ શકયા. તેઓ બોલ્યા, ' જરાયે ક્ષોભ ન રાખીશ, મારા કુળધર્મનો આ નિયમ છે '

દાસીએ કહ્યું : ' દેવી હમણાં જ પધારે છે. શું આપ કશું નહીં લો ?'

' નહી ....સૂર્યાસ્ત પછી પાણી પણ ન લઇ શકાય.'

આશ્ચર્યના ઉભરા સાથે દાસી પાછી વળી ગઈ. મધુપાનકનું પાત્ર અન્ય દાસીને સોંપીને તે પુનઃ ખંડમાં આવી.

લગભગ એક ઘટિકા પછી રાજનર્તકી સુદર્શના ખંડમાં દાખલ થઈ અને મહારાજકુમાર અતિથિનું બહુમાન કરવાના

આશયથી આસન પરથી ઊભા થઈ ગયા.

સુદર્શનાએ મનમાં અનેક વાતો વિચારી રાખી હતી, પણ તે કશું પૂછી શકી નહીં: માત્ર એટલું જ બોલી, 'આપ કુશળ છો ?'

'હા દેવી! આપને અહીં કોઈ પ્રકારની મુશ્કેલી નથી જણાતી ને ?'

'નહીં'. મહારાજકુમાર, મને કોઈ પ્રકારની મુશ્કેલી નથી.' કહી સુદર્શના મહારાજકુમારની સામેના એક આસન પર બેસી ગઈ અને જરા દૂર ઊભેલી દાસી તરફ જોઈને કહ્યું, 'મહારાજકુમાર માટે...'

વચ્ચે જ મહારાજકુમારે કહ્યુ 'દેવી, સૂર્યાસ્ત પછી હું જળપાન પણ નથી કરતો....આપની વિનયી પરિચારિકાએ મારા સ્વાગતમા કોઈ કચાશ નથી રાખી. આપ કોઈ પ્રકારનો સંકોચ રાખશો નહીં.'

દાસી ખંડ બહાર ચાલી ગઈ.

સુદર્શનાએ કહ્યું, 'આપે જે મહાન કાર્ય કરીને આ પ્રદેશની જનતાને ભયમુક્ત બનાવી છે, એ સમાચાર જાણીને હું આપના દર્શને આવી છું.'

'હું ધન્ય બન્યો, પરંતુ આપ માનો છો એવું આ મહાનકાર્ય હતું જ નહીં.'

'રાજસભામા આપે જે કંઈ કહેલું તે પરથી હું સમજી ગઈ હતી કે કર્તવ્યને પ્રશંસાથી ક્ષુદ્ર નહીં બનવુ જોઈએ.'

'આપની સમજ આવકારદાયક છે, પરંતુ લોકો આવું સમજતા નથી.'

'મહારાજકુમાર....' કહેતાં કહેતાં સુદર્શના અચકાણી, પણ એના સ્વરમાં જ કંપ હતો, તે મહારાજકુમાર પારખી ગયા અને આછા હાસ્ય સહિત બોલ્યા: 'કોઈ પણ કામ હોય તો નિઃસંકોચ કહેજો.'

'આ રાજસભામાં આપને જોયા પછી મારું હૃદય....' સુદર્શના વધુ બોલી શકી નહિ.

મહારાજકુમાર સુદર્શનાના મનોભાવ પારખી ગયા અને હસતાં હસતાં બોલ્યા. 'ભાઈને જોતાં જ બહેનનું હૃદય હર્ષપ્રફુલ્લ બની જાય છે....'

'ઓહ....મારું વાક્ય પૂરું નથી થયું....આપના જેવા સુંદર, સ્વસ્થ અને વીર પુરુષના ચરણમાં જીવનનું સમર્પણ કરવાની આશા મારા હૈયામાં જાગી હતી....'

મહારાજકુમારે આછા હાસ્ય સહિત કહ્યું, 'બહેન, તારો મનોભાવ હું સમજી ગયો હતો. સંસારમાં બહેન સિવાય સમર્પણની ભાવના કોઈ પોતાના હૈયામાં સંઘરી શકતું નથી. તમને ખ્યાલ નહી હોય, પણ મારે બત્રીસ પત્નીઓ છે. બધી પત્નીઓ મારા પ્રત્યે પ્રગાઢ પ્રેમ રાખે છે અને કોઈ પ્રકારના કલહ વગર સાથે જ રહે છે. છતાં પત્નીના સમર્પણ પાછળ પતિના પ્રેમની તમન્ના પડેલી જ હોય છે. જ્યારે બહેનનું સમર્પણ સ્વાર્થની આછી રેખાથીયે મુક્ત હોય છે.'

ચતુર સુદર્શના મહારાજકુમારના પવિત્ર હૈયાને પારખી ગઈ. તે તરત તેમનાં ચરણમાં નમીપડી, ગળગળા સ્વરે બોલી, ‘આ જ મને મારી કલ્પના કરતાંય ઘણું મળી ગયું છે. આ બહેનને આપ અવશ્ય યાદ રાખજો.’

મહારાજકુમારે સુદર્શનાના બંને હાથ પકડી લઈ તેને બેઠી કરતાં કહ્યું, ‘હું તને નહી ભૂલું. કોઈ પણ પ્રકારનું કામ હોય ત્યારે મને અવશ્ય યાદ કરજે .. પ્રાણભોગે પણ હું તારી ઇચ્છા પૂરી કરીશ’

આ શબ્દો સાંભળીને સુદર્શનાનાં બંને નયનો સજળ બની ગયાં. થોડી વાર પછી મહારાજકુમાર પ્રસન્ન વદને રાજભવન તરફ જવા વિદાય થાય.

*

મહારાજના આગ્રહને માન આપીને ઉત્તર ભારતના સાતેય મહારાજ્યોના પ્રતિનિધિઓ ચાર–છ દિવસ વધુ રોકાયા. આ દરમિયાન રાજનર્તકી સુદર્શનામહારાજકુમારના ભવનમાં આવી અને બત્રીસે રાણીઓથી પરિચિત થઈ. એક રાત્રે સુદર્શનાએ બત્રીસે રાણીઓ અને મહારાજકુમાર સમક્ષ અભિનવ નૃત્ય કર્યું

આમ મહેમાનગતિ માનીને સહુ સાતમે દિવસે પોત-પોતાના રાજ્ય તરફ વિદાય થયા.

ડાકુ દુર્મદ અને તેના સાથીઓને શૂળીએ ચડાવવામાં આવે તો પણ પૂરેપૂરી સજા આપી હોય તેમ માની શકાય.

નહીં, પણ માનવી વધુમાં વધુ મોતથી આગળ કદી વધી શકતો નથી.

મહારાજકુમારના હૈયામાં એક ભાવના જાગી હતી કે દુર્મદ અને તેના સાથીઓને મોતની સજા આપવી એ બરાબર નથી. જો તેઓ સમજીને સન્માર્ગે ચડે તો વધારે ઉત્તમ. માનવો જે કંઇ દોષ કરે છે તે અજ્ઞાનને વશ થઈને જ કરે છે એનું અજ્ઞાન દૂર થાય તો ભયંકર ડાકુ પણ લોકો સામે એક આદર્શ નાગરિક બની શકે.

મહારાજકુમારે પોતાનો આ વિચાર મહારાજાને, વડીલ બંધુને અને મંત્રીઓને જણાવ્યો. સહુએ મહારાજકુમારના વિચારને અનુમોદન આપ્યું.

અને મહારાજકુમારે બધા લૂંટારાઓને કારાગારમાં મળવાનું શરૂ કર્યું. એ લોકોને સંસ્કાર મળે એટલા ખાતર પંડિતોની યોજના કરી અને એકાદ મહિનાના પ્રયત્ન પછી તેઓના હૃદયમાં આશાનો દિવડો પ્રગટાવ્યો. મહારાજકુમારને થયું, આ લૂટારાઓ અવશ્ય નાગરિકો બની શકશે.

બીજા એક મહિનાના પ્રયત્ન પછી લગભગ સો જેટલા લૂટારાઓએ પશ્ચાતાપૂર્વક બધા ગુનાઓનો એકરાર કર્યો અને ભવિષ્યમાં આવા કાર્યમાં ન પડવાની દેવસાક્ષીએ પ્રતિજ્ઞા લીધી. આ સો માણસોને છોડવામાં આવ્યા. એ લોકો અતિ હર્ષપૂર્વક નવા જીવનને અભિનંદવા પોતાના પરિવારને મળવા ચાલ્યા ગયા.

દુર્મદનું મન ભારે કાઠું હતું, સંસ્કારની કોઈ વાત તેના ગળે ઉતરતી નહોતી છતાં તે મહારાજકુમાર પ્રત્યે આકર્ષાયો હતો. મહારાજકુમાર તેની સાથે એક એક પ્રહર સુધી બેસતા, વાતો કરતા અને મહારાજકુમારને તો શ્રદ્ધા હતી કે જો પથ્થર ઘસાઈ શકતો હોય તો ગમે તેવા હૃદયવાળો માનવી પણ સન્માર્ગે વળી શકે છે, સદાચારી બની શકે છે.

માનવીનાં ચિત્તને જ્ઞાનરૂપી અમૃતનો સ્પર્શ થાય તો તે ચિત્ત અવશ્ય નિર્મળ બની શકે છે. મહારાજકુમારને દઢ વિશ્વાસ હતો કે આત્માને મૂંઝવતાં અજ્ઞાનરૂપી આવરણો દૂર થાય એટલે માનવી માનવતાનાં સોપાન અવશ્ય ચડી શકે છે અને ચડતાં ચડતાં જ્ઞાનના તેજમાં આત્માનું તેજ મેળવી શાશ્વત સુખ સુધી પહોંચી જાય છે!

આ શ્રધ્ધાના બળે જ મહારાજકુમારે દુર્મદને સન્માર્ગે વાળવાનો પ્રયત્ન જારી રાખ્યો હતો.

પરંતુ દુર્મદ સન્માર્ગ તરફ વળે એ પહેલાં જ મહારાજકુમારને ત્રણ દિવસના પ્રવાસે જવું પડ્યું. બાજુના જ એક ગામડામાં અંદરોઅંદર બે જૂથ વચ્ચે ખટરાગ ઊભો થયો હતો. મહારાજકુમારે બંને જૂથના વિવાદનું સમાધાન કરાવ્યું અને કહ્યું, 'ગામડું એ તો સંયુક્ત કુટુંબ જેવી રચના છે, સહુએ હળીમળીને એકબીજાના હિતેચ્છુ બનીને રહેવું જોઈએ, આથી જ આપણાં ગામડાંઓને સ્વર્ગની ઉપમા આપવામાં આવે છે.'

ગામનો કલહ દૂર કરી બંને જૂથને સાથે જમાડી મહારાજકુમાર પોતાના મિત્રો સાથે પાછા ફર્યા.

આ રીતે મહારાજકુમાર આસપાસના ગામડાંઓના પ્રવાસે જતા ત્યારે તેમના ખાસ ત્રણ મિત્રો સાથે રહેતા. એક મિત્ર નગરીના નગરશેઠનો પુત્ર હતો, બીજો મુખ્ય મંત્રીનો પુત્ર હતો અને ત્રીજો દંડનાયકનો પુત્ર હતો.

આ રીતે ચાર મિત્રો માત્ર મોજશોખના સાથી નહોતા, જરૂર પડે તો એકબીજા ખાતર પ્રાણ આપે એવા હતા.

માનવીને મિત્ર વગર ચાલતું નથી, અને મોટે ભાગે માનવીને પોતાના સ્વભાવને અનુકૂળ હોય એવા જ મિત્રો કરવાનું પસંદ પડે છે.

મહારાજકુમારના ત્રણેય મિત્રો સંસ્કારી હતા, અને સર્વ વાતે સુખી પણ હતા.

એક જ રથમાં ચારેય મિત્રો બેઠા હતા. ગામડામાંથી વહેલી સવારે નીકળેલા હોવાથી દિવસના પ્રથમ પ્રહર પછી નગરીમા પહોચી જવાની ધારણા હતી.

સૂર્યોદય પછી એક જળાશય પાસે રથ ઊભો રખાવ્યો. જળાશયના કિનારે નયનમનોહર વનની શોભા હતી. રાજમાર્ગ વચ્ચે આવેલું આ જળાશય આવતા-જતા મુસાફરો માટે આરામદાયક વિરામસ્થાન હતું.

મહારાજકુમાર સાથે ચાર અશ્વારોહી રક્ષકો અને બીજા એક રથમાં ચાર સેવકો હતા.

સેવકોએ નીચે ઊતરી એક સુંદર વૃક્ષ નીચે જાજમ બિછાવી તકિયા મૂક્યા અને પ્રાતઃકર્મની સર્વસામગ્રી મૂકવા માંડી.

મહારાજકુમાર પોતાના મિત્રો સાથે બિછાવેલી જાજમ પર બેઠા. સહુએ પ્રાત.કાર્યનો પ્રારંભ કર્યો.

પ્રાત.કાર્યથી નિવૃત્ત થઈને સહુ સેવકોએ મૂકેલા ટીંમણને ન્યાય આપવા બેઠા.

મહારાજકુમારે સેવકો અને રક્ષકોને પણ પ્રાતઃકાર્યથી નિવૃત્ત થઈ ટીમણ કરી લેવાનું જણાવ્યું.

સુંદર જળાશય હોય, સઘન વનરાજી હોય, નિર્જનતા હોય, સરખા સાથીદારો હોય અને અન્ય કોઈ ઉપાધિ ન હોય ત્યારે ઑર આનંદ આવે છે.

ટીંમણ કરતાં કરતાં પ્રધાનપુત્રે કહ્યું, ‘ મહારાજકુમાર, સ્થળ એટલું સુંદર છે કે આપણે બધા સપરિવાર આવ્યા હોઈએ તો બહું જ મજા આવે.’

તરત નગરશેઠનો પુત્ર ખડખડાટ હસી પડ્યો અને હસતાં હસતાં બોલ્યો, ‘ સપરિવારનો અર્થ અડધું ગામડું થાય. મહારાજકુમારની બત્રીસ પ્રિયાઓ અને બત્રીસે પ્રિયાઓની બત્રીસ પરિચારિકાઓ. તારી પાંચ પત્નીઓ ને બે ત્રણ પરિચારિકાઓ... દંડનાયકના કુમારનું સૈન્યદળ પણ વીસની સંખ્યાએ પહોંચી જાય.’

મહારાજકુમારે કહ્યુ, ‘ તારી વાત કેમ જતી કરી ?’

'મારે તો એકલા જ આવવું પડે. આપ તો જાણો છો કે મારી બંને પત્નીઓ ભવનનો ત્યાગ કરીને ક્યાંય નીકળે નહીં. બંનેનાં ચારેય બાળકો એવાં તોફાની છે કે મારે એમાં જ રોકાઈ રહેવું પડે.' નગરશેઠના પુત્રે હસતાં હસતાં કહ્યું

મહારાજકુમારે કહ્યું, 'ખરી વાત તો એ છે કે આવા સ્થળે પરિવાર સાથે આવવું એ આનંદ અને મોજને મારી નાખવા સમાન છે. અલ્પ પરિગ્રહ હોય તો હરકત ન આવે, પણ મારાથી એકને લઈને આવવું મુશ્કેલ છે. બત્રીસમાંથી કોઈને અગ્રતા આપી શકાય નહીં.'

તરત દંડનાયકના પુત્રે પ્રશ્ન કર્યો, 'મહારાજકુમાર, એક સવાલ કરું ?'

'અવશ્ય. જો કે હું તમારો સવાલ કલ્પી શકયો છુ.'

'મારા મનમાં કયો પ્રશ્ન હતો ?'

'બત્રીસ પત્નીઓમાં વધારે પ્રિય કોણ છે, એ જ પૂછવા માગતો હતો ને ?'

'હા....'

'મિત્ર, ગૃહજીવન સરલ અને આનંદમય રાખવું હોય તો સર્વ પ્રત્યે સમાન ભાવ રાખવો જોઈએ. કોઈ પર વધુ પડતી મમતા રાખવાથી અન્યના હૃદયમાં વિષાદ જન્મે છે, અને એમાંથી જ ઈર્ષા પણ જાગે છે. હું મારી બત્રીસે પ્રિયાઓ

પ્રત્યે સમાન પ્રેમ રાખું છું. અને એ અંગેની સતત કાળજી રાખું છું.'

ટીંમણ પૂરું થઈ ગયું હતું. નગરશેઠના પુત્રે કહ્યું, 'આપણે ચર્ચામા પડી જઈશું તો પ્રથમ પ્રહર અહીં જ પૂરો થઈ જશે'

'હા, હવે ઊઠવું જોઇએ' કહી દંડનાયકનો પુત્ર ઊભો થઈ ગયો અને થોડી જ વારમા સહુ રથમા બેસીને વિદાય થયા.

નગરી અર્ધકોશ દૂર રહી હશે ત્યારે મહારાજકુમારે કંઈક અકળામણ અનુભવી.

આ અકળામણ નગરશ્રેષ્ઠિનો પુત્ર પારખી ગયો અને બોલ્યો, 'શું થયુ ?'

'આંખમાં જરા સણકો આવ્યો !" મહારાજકુમારે એક આંખ પર હાથ દબાવતાં કહ્યું

તરત પ્રધાનપુત્રે કહ્યું, 'કણું તો નથી પડયું ને ?'

'ના મિત્ર, એવું કશું નથી બન્યું, સહેજ સણકો આવી ગયો હતો.'

ત્રણેય મિત્રોએ મહારાજકુમારની જમણી આંખ તરફ ધારીધારીને નજર કરી, કશું જણાયુ નહીં.

પછી તો ફરી વાર સણુકા જેવું ન લાગ્યું, એટલે ચારેય મિત્રો અન્ય વાતોમા ગુંથાયા.

રથ રાજભવનમાં પહોંચ્યા અને સહુ નીચે ઉતર્યા. મહારાજકુમારે મિત્રોને વિદાય આપી અને જેવા તે માતા-પિતાને મળવા ગયા કે તરત જમણી આંખમા એક જોરદાર સણકો આવ્યો.

સણકો એવો જોરદાર હતો કે મહારાજકુમારથી હળવી ચીસ પડાઈ ગઈ.

માતા એકદમ ઊભાં થઈ ગયાં.

મહારાજકુમારે જમણી આંખ પર હાથ દબાવી રાખ્યો.

મા પુત્રનું મસ્તક પંપાળતાં બોલી, 'શું થયું, ભાઈ ?'

'આંખમાં જરા બળતરા થતી હોય એવો સણકો આવ્યો !'

મહારાજકુમાર કંઇક સ્વસ્થ થાય એ પહેલાં જ પગથી મસ્તક સુધી બળતરાનો કારમો સણકો આવ્યો અને મહારાજકુમારથી સ્થિર રહી શકાયું નહિ વિપત્તિ કાળે ધૈર્ય રાખવું જોઈએ. રોગ વખતે જરાયે અકળામણ ન અનુભવવી જોઈએ. આ સમજવા છતાં મહારાજ કુમારથી એક ચીસ ન ખાઈ ગઈ.

માતા બહાવરી બની ગઈ. તેણે બૂમ મારી. બે દાસીઓ ખંડમાં આવી.

મહારાજકુમારને એક આસન પર બેસાડી માતાએ તેના મસ્તકને પકડી રાખી કહ્યું, 'મહારાજને જલદી બોલાવો.'

એક દાસી તરત ચાલી ગઈ.

માતાએ પુત્રને પ્રશ્ન કર્યો, 'બેટા શું થાય છે?'

'મા, કશું સમજાતું નથી જાણે મારી કાયાને બાળી નાખતો હોય એવો અસહ્ય દાહ થાય છે.'

માતા પોતાના પ્રિય પુત્રને પંપાળવા માંડી.

ત્યાં તો મહારાજ આવી ગયા. મહારાજકુમારના બંને ભાઈઓ આવી ગયા. બે ચાર સેવકો આવી ગયા.

મહારાજકુમારનો હાથ પકડીને મહારાજે કહ્યું, 'શું થાય છે, બેટા?'

'મને કશી ખબર નથી.' પઠતી

'તું ચાલ. ઘડીક શય્યામાં આડા પડખે થા.' મહારાજે કહ્યું.

મહારાજકુમાર ઊભા થયા. બે સેવકોએ તેમને પકડી રાખ્યા, પણ અત્યારે સણકો નહોતો. એટલે મહારાજકુમારે કહ્યું, 'બાપુજી! મને કંઈક ઠીક લાગે છે!'

'છતાં આરામ કરવો જોઈએ,' મહારાજે કહ્યું.

તરત મહારાજકુમારને એક સુંદર ખંડમાં લઈ ગયા. એ ખંડના મુક્ત વાતાયન પાસે એક પલંગ ઢાળેલો હતો. તે પર મહારાજકુમારને સુવાડયા.

માતા, પિતા અને બંને ભાઈઓ શય્યા પર જ બેસી ગયા.

મહારાજાએ રાજવૈદ્યને બોલાવવાની આજ્ઞા કરી.

ત્યાં તો મહારાજકુમારે હૈયું ચીરી નાખે એવી ચીસ નાખી. એક ભયંકર સણકો આવ્યો હતો ! આખો દેહ જાણે સળગતી ભઠ્ઠીમાં અટવાઈ ગયો હોય એમ લાગતું હતું.

થોડી જ પળોમાં મહારાજકુમારના અસુખના સમાચાર સારાયે રાજભવનમાં ફેલાઈ ગયા.

ચિંતાના વિરાટ બોજ સાથે તેની બત્રીસે રાણીઓ આવી ગઈ. મોટાભાઈની પત્નીઓ પણ આવી ગઈ, અને રાજવૈદ્ય ખંડમાં દાખલ થયા.

એકાદ ઘટિકા નિરાંતમા ગઇ. મહારાજકુમારના મનમાં થયું કે રોગ શમી ગયો લાગે છે. ત્યારે અસહ્ય બળતરા થવા માંડી.

રાજવૈદે મહારાજકુમારની નાડી જોઈ, જીભ જોઈ, આંખ ને પેટ જોયું, પગની નસોનું નિરીક્ષણ કર્યું જવરનું કોઇ લક્ષણ જણાતું નહોતું નાડીમા અધિક પિત્ત, મધ્યમ વાત અને હીન કફ જેવું દેખાયું. પરંતુ આવી નાડી તો ઘણાંની હોય છે. આવી નાડામાઆ રીતે અસહ્ય દાહનો આંચકો કોઇ ને ન આવે!

રાજવૈદ્ય વિચારમાં પડી ગયા. તરત જ રાજકુમારને બીજો આંચકો આવ્યો. એ એટલો બધો ભયંકર હતો કે મહારાજકુમાર જેવો ધૈર્યવાન નવજુવાન અતિ કરુણ ચીસ પાડવા માંડયો.

અને બત્રીસે રાણીઓ સજળ નયને પોતાના પ્રિય

સ્વામીને જોઈ રહી. પ્રવાસે ગયેલા સ્વામીને ભેટવા આતુર બનેલી પત્નીઓના હૈયામાં જે ઊર્મિ થોડા સમય પહેલાં નાચતી હતી, તે ઊર્મિઓ જાણે જડ બની ગઈ હતી !

બત્રીસે પ્રિયાઓ અપલક નેત્રે સ્વામી સામે જોઈ રહી.

મહારાજે રાજવૈદ્યને પ્રશ્ન કર્યો, “ આપ કેમ ગંભીર બની ગયા છો ?’

‘ કૃપાનાથ, આવું વિચિત્ર દરદ મારા જોવામાં આવ્યું જ નથી. નાડીની ગતિ સરસ છે, બીજાં કાંઈ અનિષ્ટસૂચક લક્ષણો નથી, છતાં કશું સમજાતું નથી.’ રાજવૈદ્યે કહ્યું.

તરત રાજવૈદ્યની સલાહ પ્રમાણે નગરીના પાંચ વૃદ્ધ અને અનુભવી વૈદ્યોને બોલાવવા માટે મહારાજાએ આજ્ઞા કરી.

બળતરાના કાતિલ આંચકા આવતા હતા. આ આંચકાથી હાથપગ ઠરડાતા કે ઉશ્કેરાતા નહોતા માત્ર મહારાજકુમારને અસહ્ય તાપ અનુભવવો પડતો હતો.

ઉત્તરોત્તર દાહના આંચકાઓ આવવા માંડ્યા.

પાંચ વૈદ્યો આવી ગયા. સહુએ મહારાજકુમારને તપાસ્યા. પણ શું રોગ છે, તે કલ્પી શકાયું નહિ.

આમ છતાં અધિક પિત્તને લક્ષમાં રાખીને ઉપચારની વ્યવસ્થા કરી. દાહશામક માત્રાઓ, દાહશામક ઔષધિઓથી સિદ્ધ કરેલું જળ વગેરેની તાબડતોબ તૈયારી કરવામાં આવી.

સંધ્યાનો સમય થવા આવ્યો. મહારાજકુમારે માતા-

પિતા સામે બે હાથ જોડીને કહ્યું, 'બાપુ, રાત્રીકાળે કશું ન લેવાનું મારું વ્રત જળવાય એટલી મારા પર કૃપા કરજો. મને કશું...' મહારાજકુમાર વાકય પૂરું કરી શકયા નહિ. દાહની ભયાનક આગનો સણકો આવ્યો અને તેમનાથી ચીસ નંખાઈ ગઈ.

આ સમાચાર વાયુવેગે નગરીમાં પ્રસરી ગયા. મહારાજકુમારના ત્રણેય મિત્રો ભારે દુઃખ અનુભવતા આવી ગયા.

આખી રાત દાહની વેદનામાં પસાર થઈ. કોઈ દાહશામક ઔષધ કારગત ન થયું.

નિદ્રાપદ પ્રલેપ નિષ્ફળ નિવડયો. માત્રાઓ બિચારી બની ગઈ આમ ને આમ સાત દિવસ ને સાત રાત્રિઓ પસાર થઈ ગઈ. અનેક ચિકિત્સકો આવી ગયા. અને સહુએ હાથ ખંખેર્યા.

નગરીના માન્ત્રિકો આવી ગયા અને દાહની વેદના શાંત કરી શકયા નહિ.

ધુરંધર જોષીઓ આવી ગયા....ગ્રહદોષની કોઈ ગૂંચ સમજાણી નહિ.

સમગ્ર રાજભવનમાં સન્નાટો વ્યાપી ગયો મહારાજકુમાર સહુને અતિ પ્રિય હોવાથી સમગ્ર નગરીમાં પણ હાહાકાર મચી ગયો. ઠેરઠેર દેવસ્થાનોમાં જઈને લોકો પોતાના પ્રિય રાજકુમારના આરોગ્ય અંગે પ્રાર્થના કરી રહ્યા.

માતાપિતા, ભાઈઓ, ભાભીઓ, પત્નીઓ, મિત્રો, મંત્રીઓ સહુ વ્યાકુલ બનીને પલંગની આસપાસ બેસી રહ્યાં હતાં. સાત સાત દિવસથી કોઇને ભોજનમાં રુચિ થતી નહોતી. આઠમે દિવસે મહારાજાએ કુમારનો રોગ મટાડનારને એક લાખ સુવર્ણ મુદ્રાઓ અને એક ગામ ભેટ આપવાની જાહેરાત કરી.

દસ દિવસ થઇ ગયા છતાં ન દાહ ઓછો થયો, ન બળતરા મટી, ન કોઈ ઉપચાર કામયાબ નીવડયા.

શય્યામાં પડેલા મહારાજકુમાર થોડી પળો શાંત રહેતા અને થોડી પળોમાં પુનઃ બળતરાના દાવાનળમાં ધકેલાઈ જતા તેઓ જયારે સ્વસ્થ રહેતા ત્યારે આસપાસ અતિ કરુણ નજરે જોતા! એમને થતું કે બત્રીસ પત્નીઓ, પ્રાણ આપે તેવા બે ભાઈઓ ને ત્રણ મિત્રો, આશીર્વાદ સમાં માતાપિતા, આટલી સમૃદ્ધિ, આટઆટલા વૈદ્યો, જ્યોતિષીઓ, માન્ત્રિકો, મંત્રિઓ....આ બધું હોવા છતાં હું અનાથ જ છું, કંગાલ છું, સાવ લાચાર છું! બધા મારી સામે જોઈ રહે છે! બધા ભારે દુ:ખી થાય છે, પરંતુ કોઇ આ વેદનામાં ભાગ પડાવી શકતા નથી. આમ શા માટે?

મહારાજકુમારને આ વેદના વચ્ચે પોતાની અનાથ દશાનો અનુભવ થયો. તેઓને લાગતું હતું કે ગમે તેવાં અંતરંગ સ્વજનો હોય, પ્રિયાઓ હોય કે મિત્રો હોય, કર્મના પરિતાપને કોઈ નિવારી શકવા સમર્થ નથી, સહુ કેવળ મૂક સાક્ષી સમાન છે! આવી અનાથ 'દશામાંથી

માનવી કેમ છૂટી શકે?

એક બાજુથી દાહના આચકાઓ આવતા, બીજી બાજુથી આ વિચારોના આચકાઓ આવતા!

અને વિચારોના આંચકા પણ સામાન્ય નહોતા. જીવનનાં તમામ સ્વપ્નોને ખળભળવી મૂકનારા હતા. મહારાજકુમાર ચિત્તની શાન્તિ અર્થે મનમાં નવકારનું સ્મરણ પણ કરતા, પરંતુ નવકાર મંત્ર પૂરો થાય તે પહેલાં જ દાહનો દાવાનળ નાભિથી નેત્ર સુધી વ્યાપ્ત બની જતો અને એ દાવાનળ નીચે બેસતો કે તરત વિચારના આંચકા ઉભરાવા માંડતા

ના... ના... આ સંસાર જ સર્વ દર્દનું મૂળ છે! આ મમતાનાં ને રોગનાં બંધન જ સર્વ રોગનાં જન્મસ્થળ છે. માનવી મોહમરિચિકામાં જ અનાથ બનીને ભટકતો હોય છે, ભવોભવ સુધી આ રઝળપાટ દૂર કરવો હોય તો નાથ બનવું જોઈએ. આત્માના નાથ બનવું જોઈએ!

પણ કેવી રીતે?

ચૌદમી રાત્રિએ મહારાજકુમારનો દાહ ભારે વેગવંત બન્યો. દાહનો એક વેગ શાંત થાય કે તરત બીજો વેગ આવી પડે. વિચાર કરવાનો પણ જાણે તક મળે નહિ

મધરાતે થોડો સમય મળ્યો, ત્રણ નવકાર મંત્ર ગણીને મહારાજકુમારે મનથી સંકલ્પ કર્યો....'જો આ વ્યાધિ નષ્ટ થઇ જશે તો હું સર્વ ત્યાગના પંથે ચાલ્યો જઈશ. મારી

તમામ શક્તિનો ઉપયોગ મારી અનાથ દશાને દૂર કરવામાં જ કરીશ.'

અને ચમત્કાર સર્જાયો.

આ સંકલ્પની સાથે જ હુમલાઓ હળવા થવા માંડયા અને પાછલી રાતે મહારાજકુમાર નિદ્રિત બની ગયા!

*

ચિંતા હળવી બને ત્યારે હૈયું ફોરાફૂલ જેવું થઇ જાય છે. ચૌદચૌદ દિવસ પછી આજ પહેલી વાર મહારાજકુમારને નિદ્રાધીન થયેલા જોઇ સહુના ચિત્ત પ્રસન્ન થઇ ગયાં.

મહારાજકુમાર આરામથી સૂઈ શકે એટલા ખાતર વિશાળ ખંડમાથી સહુ બહાર નીકળી ગયા. એક મા અને મોટાભાઈ સિવાય ખંડમાં કોઈ ન રહ્યું.

મહારાજાએ સહુને આરામ લેવાની સલાહ આપી.

મહારાજકુમારની બધી પત્નીઓ ખંડમાં જ રહેવા ઇચ્છતી હતી, પરંતુ મહારાજની આજ્ઞા આગળ લાચાર બનીને તેઓને જવું પડ્યું.

મહારાજકુમારની નિદ્રામાં કોઇ પ્રકારની ખલેલ ન પડે એની કાળજી રાખવાનો ભાર મહારાજાએ મહાપ્રતિહારને સોંપ્યો.

આમ એક નવી આશા, નવો આનંદ અને નવા ઉલ્લાસ સાથે સહુ ચૌદચૌદ દિવસની ચિંતાનો થાક

ઉતારવા પોતપોતાના સ્થાને ગયાં.

મહારાજકુમારને ગાઢ નિદ્રા આવી ગઇ હતી, પરંતુ નિદ્રામાં એમનું મન સંસારનાં ચલિત સુખોથી વિરત બનીને પોતાની અનાથ દશાનાં કારણો શોધી રહ્યું હતું.

સવાર થયું. સૂર્યોદય થયો. દૂર દૂરથી આવતી પ્રાતવંદનાની સ્વરલહરીઓનાં ગુંજન હળવાં થયાં.

દિવસનો પ્રથમ પ્રહર પૂરો થયો. મહારાજકુમારનાં માતા વારંવાર તપાસ કરતાં અને તેમને પુત્રની નિદ્રા સ્વસ્થ જણાતી.

મોટો ભાઈ પણ પ્રાતઃકાર્યથી નિવૃત્ત થઈને આવી ગયો હતો, બે વાર રાજવૈદ્ય પણ આવી ગયા હતા

મહારાજ અને અન્ય સભ્યો બાજુના ખંડમાં બેઠા હતા.

બત્રીસે પત્નીઓ, ભાભીઓ વગેરે રાજપરિવારની સ્ત્રીઓ એક જુદા ખંડમાં બેઠી હતી

સહુના હૈયામાં નિરાત હતી. એમને મહારાજકુમાર જાગૃત થાય તો એને કેમ છે એ ખબર પડે, એવી જાણવાની તમન્ના પણ હતી.

થોડીવાર પહેલાં જ મહારાજકુમારને તપાસીને આવેલા રાજવૈદે મહારાજને કહ્યું : 'કૃપાવતાર ! મહારાજ-કુમારનો વ્યાધિ જેમ આશ્ચર્યરૂપ હતો તેમ તે વ્યાધિનું શમન પણ આશ્ચર્યરૂપ છે !'

મહામંત્રીએ કહ્યું: 'મારું તો એમ જ માનવું છે કે

કોઈ કર્મનો વિપાક પોતાનું કામ કરી ગયો !'

મહારાજ કંઈ ઉત્તર આપવા જાય તે પહેલા જ યુવરાજે આવીને હર્ષભર્યા સ્વરે કહ્યુ: 'મહારાજ, ભાઈ પૂર્ણ સ્વસ્થ છે. હમણાં જ જાગ્યો....'

'જાગ્યો ?' કહી મહારાજ ઊભા થયા.

'હા....સહુથી પ્રથમ તેણે આપને જ યાદ કર્યા'

મહારાજ, રાજવૈદ્ય, મંત્રીઓ, મિત્રો સહુ વિશાલ-ખંડમાં દાખલ થયા.

મહારાજકુમાર શય્યા પર બેઠા હતા. માતા દંતધાવન કરાવી રહી હતી, બત્રીસે રાણીઓ પણ આવીને એકતરફ ઊભી રહી પ્રસન્ન પ્રિયતમને નીરખી રહી હતી.

પિતાને ખંડમાં દાખલ થયેલા જોતાં જ મહારાજકુમારે બે હાથ જોડી મસ્તક નમાવ્યું.

પિતાએ પુત્રના મસ્તક પર હાથ મૂકી મસ્તક સૂંઘ્યું. એમના નયનમાંથી બે હર્ષાશ્રુઓ ખરી પડ્યાં.

રાજવૈદે નાડી તપાસી, સ્વસ્થ હતી. પિત્તનું શમન થઇ ગયું હતું, ત્રણે દોષ સમાન થઈ ગયા હતા. રાજવૈદે પ્રશ્ન કર્યો: 'મહારાજકુમાર, મારા માટે આપનો વ્યાધિ અને આપનો આરામ બંને આશ્ચર્યજનક છે !'

'વૈદરાજ, મારા દરદનું ઔષધ મારામાથી જ મને પ્રાપ્ત થયું છે.'

રાજગૈહને વધુ એક આશ્ચર્ય થયું. તેમનાથી બોલાઈ જવાયું : 'મહારાજકુમાર, હું સમજ્યો નહી.'

'કોઈને ન સમજાય એવી વાત છે. ખરેખર સંસારનાં અનંત સુખો વચ્ચે રહેલા માનવી ગમે તેટલી સત્તા ધરાવતો હોય કે ચક્રવર્તીનું પદ ભોગવતો હોય કે ગમે તેટલાં મધુર બંધનો વચ્ચે રમતો હોય, છતાં તે અનાથ જ છે. એના સુખનો ઉપાય કોઈ આપી શકતું નથી. દુઃખમાં કોઈ ભાગ પડાવી શકતું નથી.'

રાજગૈહે કહ્યું : 'આપની વાત સાચી છે. પરંતુ આપ બહુ ન બોલશો, ચૌદ દિવસની પીડા પછી આરામ લેવો આવશ્યક છે'

'હા બેટા, તારે બહુ શ્રમ નહિ લેવો જોઈએ.' પિતાએ કહ્યું.

મહારાજકુમારે હસતાં હસતાં કહ્યું. 'પિતાશ્રી, હું સત્ય કહું છુ, મારામાં પૂર્ણ આનંદ ભર્યો છે. શ્રમનું તો જાણે કોઈ નામોનિશાન નથી. જીવનની આ અંતિમ નિદ્રાએ મારા હૈયામાં છુપાયેલા ત્રીજા લોચનને ખોલી નાખ્યું છે.'

માતાએ કહ્યું : 'ભાઈ, તું પ્રથમ સ્નાનાદિથી નિવૃત્ત થઈ જા, પછી નિરાંતે વાતો કરજે.'

'હા મા,' કહી મહારાજકુમાર શય્યામાંથી ઊભા થયા.

બંને ભાઈઓએ તરત હાથ પકડયા. મહારાજકુમારે

અતિ મધુર સ્વરે કહ્યું : 'હવે મારામાં જરાય નબળાઈ નથી. તમે જુઓ, હું કેવો ચાલી શકું છું.'

ચૌદ દિવસે મળશુદ્ધિ થઈ. સ્ફુર્તિ વધારે જણાવા માંડી. રાજવૈદે મળ જોયા પછી સ્નાનની આજ્ઞા આપી.

વિશાળ સ્નાનગૃહમાં મહારાજકુમારને એક બાજઠ પર બેસાડયા. એમના બત્રીસે રાણીઓ સ્વામીને સ્નાન કરાવવા આવી ગઈ.

મહારાજકુમારે બત્રીસ પત્નીઓ સામે જોઈ ને કહ્યું, 'આજ મને એવી રીતે સ્નાન કરાવજો કે જે કેવળ શરીરના નહિ, પણ મનનાયે મેલને ધોઈ નાખે અને મારા સંકલ્પને બળ મળે !'

એક રાણીએ તરત કહ્યું : 'પ્રાણેશ, નિદ્રામાંથી જાગૃત થયા પછીની આપની વાણી ન સમજાય એવી છે. આપના સંકલ્પની તો અમને ખબર નથી અને મનનો મેલ તો અમે કદી જોયો જ નથી.'

'ખરી વાત છે, ન સમજાય ત્યાં સુધી નિદ્રા સમજાય ત્યારે જાગરણ પ્રિયે, મારો સંકલ્પ તમારી સહુની પ્રેરણામાં પડયો છે.' મહારાજકુમારે કહ્યું.

'આપ જ મારી પ્રેરણા છો.' એ ચાર રાણીઓ બોલી ઊઠી. સ્નાનકાર્ય શરૂ થયું. મહારાજકુમાર મનમાં બોલ્યા : 'અનાથ માનવી કોઈની પ્રેરણા બની શકતો નથી.'

લગભગ બે ઘટિકા પછી સ્નાનાદિથી નિવૃત્ત થઈ મહારાજકુમાર રાજભવનમાં આવેલા દેવમંદિરે ગયા.

વિધિવત્ વંદન કરીને ભગવાન પાર્શ્વનાથ પ્રભુની શ્યામસુંદર પ્રતિમા સામે સ્થિર નજરે જોઈને મનમાં બોલ્યા: 'ભગવંત! આપ અનાથમાંથી નાથ બન્યા છો. આપ જ મારી નહિ, પ્રાણીમાત્રની પ્રેરણા છો.'

દેવમંદિરેથી પાછા આવ્યા ત્યારે માતાએ વૈદરાજની સૂચના મુજબની હળવી ખાદ્ય સામગ્રી તૈયાર રાખી હતી. પુત્ર આવેલો જોતાં માતાએ કહ્યુ: 'બેટા, હવે જરા પથ્ય ભોજન કરી લે.'

મહારાજકુમાર એક આસન પર બેસી ગયા અને બોલ્યા: 'મા, હું કશું જમીશ નહિ'

'કેમ બેટા?' પિતાએ પૂછ્યું.

'કેમ ભાઇ?' બંને ભાઈએ પૂછ્યું.

'કેમ મિત્ર?' ત્રણેય મિત્રોએ પૂછ્યું.

પત્નીઓ પ્રશ્નની નજરે સ્વામી સામે જોઈ રહી.

રાજવૈદે કહ્યું: 'મહારાજકુમાર, પથ્ય ગ્રહણ કરવાથી બળ મળશે.'

'હું સમજું છું. પરંતુ મારો સંકલ્પ પૂરો થાય પછી જ હું કંઈક લઈ શકું એમ છું.'

'બેટા, તારો સંકલ્પ પૂરો થશે' માએ કહ્યું.

મહારાજકુમારે ભાઈઓ, માતાપિતા, મિત્રો અને મંત્રીઓ સામે નજર કરી. સહુએ ગમે તેવો સંકલ્પ પૂરો કરીશું તેમ જણાવ્યું.

અને મહારાજકુમારે પત્નીઓ સામે જોયું. પત્નીઓએ નયનમાધુરી બિછાવતી ભાષા કે જે ભાષા પ્રિયતમ સિવાય કોઈ ન ઉકેલી શકે એવી મૌન ભાષામાં કહ્યું: 'આપનો સંકલ્પ પૂરો કરવા અમે પ્રાણ પાથરવા પણ તૈયાર છીએ.'

તરત મહારાજકુમાર આસન પરથી ઊભા થઈ ગયા અને માતાપિતાને નમસ્કાર કરીને બોલ્યા: 'જેના ઉપકારનો બદલો કોઈપણ કાળે વાળી શકાતો નથી, એવાં મારાં પૂજ્ય માતાપિતા, મારા વડીલ બંધુ, મારા પર અપૂર્વ પ્રેમ રાખનારા નાનાભાઈ, મારા શબ્દને દેવની વાણી માનનારી મારી પતિવ્રતા સ્ત્રીઓ, મારા પૂજ્ય ભાભીશ્રીઓ, મારા ખાતર પ્રાણ આપવા ઇચ્છતા મારા મિત્રો, સ્નેહીઓ અને સ્વજનો, આપ સહુ મારા સંકલ્પને સિદ્ધ કરવા સંમતિ આપી રહ્યા છો એ મારા માટે પરમ હર્ષની વાત છે. રોગની પીડાની અંતિમ રાત્રિએ મેં સંકલ્પ કર્યો હતો કે હું મારી અનાથતા દૂર કરીશ અને મારો નાથ બનવાનો હું પુરુષાર્થ કરીશ.'

તરત મોટાભાઈ બોલી ઊઠ્યો: 'ભાઈ! તું તને અનાથ શા માટે માને છે? હું તને પ્રેમથી યુવરાજપદ અર્પણ કરું છું અને તારી સેવામાં રહેવાના શપથ લઉં છું.'

'ના ભાઈ, રાજ્ય તો શું ચક્રવર્તીનું પદ મળે પણ

માનવી અનાથ મટી શકતો નથી. જન્મ, જરા અને મૃત્યુ પર વિજય ન મેળવાય ત્યાં સુધી પ્રત્યેક જીવો અનાથ છે. મારે જન્મ, જરા અને મૃત્યુ પર વિજય પ્રાપ્ત કરવો છે. મારી અનાથતા દૂર કરવાનો મેં જે પળે સંકલ્પ કર્યો હતો, તે જ પળે રોગની પકડમાંથી મને મુક્તિ મળવા માંડી હતી. અનાથતા દૂર કરવાનો માર્ગ એક જ છે, અને તે સર્વસ્વત્યાગનો પંથ. આપ સહુ મને આજ્ઞા આપો.'

માતાપિતા એકદમ બોલી ઊઠ્યાં: 'બેટા....'

'હું આપની આજ્ઞા માગું છું. શ્રદ્ધા છે કે આપ કોઈ, ફરી વાર હું આ રોગમાં સપડાઉં એવું નહિ ઇચ્છતાં હો. હું ભવરોગ દૂર કરવાનો પુરુષાર્થ કરવા ઇચ્છું છું.'

બત્રીસે રાણીઓ બોલી ઊઠી: 'સ્વામી !'

'કોઈ કોઈનું સ્વામી નથી, કોઈ કોઈનું કશું કરી શકતું નથી: કેવળ માયાબંધનમાં પડીને ભવભ્રમણ કરવું પડે છે. તમે બધું ભૂલી જાઓ, મને મારો સ્વામી બનવા દો !'

બધા અવાક્ બની ગયાં.

મહારાજકુમારે તરત પંચમુષ્ટિ લોચ કર્યો. વસ્ત્રાલંકારો ઉતારીને ફેંકી દીધા અને બે હાથ લાંબા કરી માતા સામે બોલ્યા: 'ધર્મલાભ !'

રડતા હૃદયે માતાએ બંને હાથમાં આહારદ્રવ્ય મૂક્યું. રાણીઓએ આંસુભરી આંખો સહિત વહોરાવ્યું.

'મહાનુભાવો, હું આજથી નવું જીવન પામ્યો છું. એનાથી મુક્ત બન્યો છું. ધર્મલાભ!'

અને મુનિ તરત કોઈ સામે જોયા વગર બહાર નીકળી ગયા. એમને કોઈ રોકી શક્યું નહિ.

સહુએ જતા મુનિ પાછળ મસ્તક નમાવ્યાં.

*

સાપની કાંચળી માફક સંસારનાં સઘળાં બંધનો ફેંકી દઈને મુનિ અનાથી નગરી બહાર નીકળી ગયા.

જેમની તહેનાતમાં બત્રીસ નવયૌવના પત્નીઓ હતી, સેંકડો દાસ-દાસીઓ હતાં, અપૂર્વ સમૃદ્ધિ હતી અને કીર્તિ જેમનાં ચરણ ચૂમતી હતી: જેમની કાયા સુંદર અને સુકુમાર છતાં સ્વસ્થ હતી, તે ઘડી પહેલાંના મહારાજકુમાર અડવાણે પગે એક માત્ર ચોળપટ્ટક ધારીને વિદાય લઇ ગયા.

જેમની ફૂલ જેવી કાયા પર ટાઢ, તાપ કે વર્ષાનો કોઈ પ્રકોપ થયો નથી, જેમના ફરતી માતા-પિતા, બંધુ-મિત્ર અને સ્વજનોની મમતાભરી હુંફ અવિરત રહેતી આવી હતી, તે મહાપુરુષ અનાથી મુનિ સંસારનું સત્યદર્શન કરીને નીકળી ગયા. કોઇ એમને રોકી શક્યું નહિ. કોઇ એમને બાંધી શક્યું નહિ, કોઈ એમના અનાથપણાનો ઉપાય શોધી શક્યું નહિ.

નાથ કોઇની કૃપાથી થઈ શકાતું નથી, અનાથતા દૂર કરવા કોઈની આગળ ખોળો પાથરી શકાતો નથી.

અંતરને વલોવીને અમૃત કાઢનારાઓ જ પોતાની મુક્તિનો પથ તૈયાર કરી શકે છે.

રાજભવનમાંથી નીકળી ગયા પછી અનાથી મુનિએ વિગત જીવનની એક પણ વાતનું સ્મરણ સરખુંયે હૈયામાં આવવા દીધું નહિ. વિહારનાં વિવિધ સંકટો અને પરિતાપને કર્મક્ષયનું સાધન માનીને મુની અનાથી જે ભૂમિ પર ચરમ તીર્થંકર ભગવંત શ્રી મહાવીર પરમાત્માએ જ્ઞાનરૂપી અમૃતની સરિતા વહાવી હતી તે પૂર્વ ભારતમાં આવી પહોંચ્યા.

એકવાર તેઓ પૂર્વ ભારતની રાજધાની રાજગૃહી નગરીની બહાર આવેલા મંડિતકુક્ષી નામના ઉદ્યાનમાં આવી ચડ્યા. ઉદ્યાન સુંદર, શાંત અને અપૂર્વ હતું. મહામુનિ અનાથી એક વૃક્ષ નીચે ઊભા રહી ગયા. તેમણે શાંત વાતાવરણમાં અંતરજ્ઞાનની પ્રાપ્તિ અર્થે કાયોત્સર્ગ ધારણ કર્યો.

કાયોત્સર્ગમાં બે પ્રહર વીતી ગયા, પરંતુ મહામુનિ અનાથી અંતરના ઉંડાણમાં ઊતરી ગયા હતા. સમય કે સ્થળનું એમને કોઈ બંધન રહ્યું નહોતું.

સંધ્યા વીતી ગઈ, રાત્રિ થઈ અને પ્રભાતનો મલય સમીર સંસારને તાજગી આપવા માંડ્યો. પંખીઓએ પ્રકૃતિને અભિનંદવા માંડી.

પરંતુ મુનિને કોઈ ખ્યાલ નહોતો. તેઓ તો આત્મ દર્શનના મહાપ્રયોગમાં સમગ્ર વિશ્વને ભૂલી ગયા હતા. એમની

ધ્યાનસ્થ દશા અપૂર્વ હતી...કાયોત્સર્ગમાં આઠ પ્રહર વ્યતીત થઈ ગયા હતા, તૃષા, થાક કે અકળામણ કોઇ વસ્તુ મહામુનિ સામે–જાણ્યે અજાણ્યે નજર પણ કરી શકતી નહતી.

સૂર્યોદય થઈ ગયો.

મગધેશ્વર સેણિય બિંબિસાર નિત્યના ક્રમ પ્રમાણે પોતાના કેટલાક માણસો સાથે પ્રાતઃભ્રમણ અર્થે રાજ-ભવનમાંથી નીકળીને નગરીનો બહાર આવી ગયો હતો.

તે મંડિતકુક્ષી ઉદ્યાનમાં આવ્યા. અશ્વો પરથી નીચે ઊતરીને સહુ પગે ચાલી ઉદ્યાનમાં ફરવા માંડયા.

અને એક વૃક્ષ નીચે ઉભેલા ધ્યાનસ્થ મુનિને જોઇને મગધપતિ શ્રેણિકની દૃષ્ટિ સ્થિર બની ગઈ. તે તરત કાયો-ત્સર્ગમા ઉભેલા અનાથી મુનિ પાસે ગયો. મુનિની સુંદર અને તેજસ્વી કાયા જોઈને શ્રેણિકના અંતરમાં થયું, આ યૌવન અને રૂપના સ્વામીને એવી કઇ વિપત્તિ આવી પડી હશે કે સંસાર વિષતુલ્ય દેખાયો હશે કે આવડી નાની વયમાં આવું ધ્યાન, આવું તપ અને આવી વેદના શા માટે સ્વીકારી હશે?

શ્રેણિકના મનમાં આવા પ્રશ્નો જાગવા માંડયા, પરંતુ ધ્યાનસ્થ મુનિને કેવી રાતે પૂછી શકાય? બે ઘટિકા પર્યંત શ્રેણિક પોતાના સાથીઓ સાથે ત્યાં ઊભો રહ્યો અને તે પાછો વળવાનો વિચાર કરે ને પહેલાં જ અનાથી મુનિએ કાયોત્સર્ગ પૂરો કર્યો. નેત્રો ખોલ્યાં. શ્રેણિક અને તેના

સાથીઓ નમી પડચા. મુનિના મધુર સ્વર વડે વાતાવરણ ભાવનામય બની ગયુ. મુનિએ માત્ર એટલું જ કહ્યું :

'ધર્મલાભ....!'

શ્રેણિકે કહ્યું : 'મુનિવર ! એક આશ્ચર્ય શમતું નથી.' નવજુવાન મુનિએ કેવળ પ્રસન્ન નજરે શ્રેણિક સામે જોયું.

શ્રેણિકે કહ્યું : 'મહાત્મન્, આપ રૂપના સ્વામી છો, આપની કાયામાં યૌવનનું તેજ રમે છે, આપના નયનોમાં અમૃત દેખાય છે આપ દરેક વાતે સુખી હો એવું અનુમાન બાંધી શકાય છે. એથી જ આશ્ચર્ય થાય છે કે આવી ભર યુવાનીમાં આપે કયા દુઃખે સંસારનો ત્યાગ કર્યો હશે ? મારા આ આશ્ચર્યનું આપ શમન કરો એમ ઇચ્છુ છું.'

'રાજન્, હું અનાથ હતો. મારું રક્ષણ કરનાર કોઈ નહોતું. મારી અનાથ દશાનું મને ભાન થતાં, નાથ બનવા ખાતર મેં સંયમ ધારણ કર્યો છે.'

'ભગવંત ! આપ આ શું કહો છો ? આવી સુંદર કાયા અને આપ અનાથ હતા ? જો એ કારણે જ આપે સંસારત્યાગ કર્યો હોય તો હું આપનો નાથ બનીશ. આપ મારા ભવનમાં પધારો. સુખ, સમૃદ્ધિ, નવયૌવના સ્ત્રી વગેરેથી આપની અનાથ દશા દૂર કરીશ.'

મુનિ અનાથીએ મધુર હાસ્ય વેર્યું અને કહ્યું : 'રાજન્, જે પોતે અનાથ છે તે કોઇનો નાથ કેવી રીતે બની શકે ? તું મને જે આપવા માગે છે અને જે વડે અનાથતા દૂર કરવાની

કલ્પના કરે છે, તે બધું મારી પાસે હતું. રાજ હતું, માતાપિતા હતાં, સમૃદ્ધિ હતી, એક નહિ પણ રૂપરૂપના અંબાર સમી બત્રીસ પત્નીઓ હતી, માથું આપનારા મિત્રો હતા, પ્રાણ આપતાં અચકાય નહિ એવા ભાઈઓ હતા. સુખ, સંપત્તિ, અને સત્તા આ સંસારના ત્રણ આકર્ષણો મારા પગમાં રમતાં હતાં. તારા ચરણમાં પણ આ બધું રમે જ છે ને? તને શું નથી લાગતું કે આ બધાં સુખો વચ્ચે રહેલો માનવી શું અનાથ, લાચાર કે ન તૂટી શકે એવા બંધનમાં બંધાયેલો નથી? રાજન, મારી કાયામાં તને જે રૂપ દેખાયું છે તે તો ચૈત્રની વાદળી જેવું છે. આવતીકાલે ઊડી જવાનું છે! જે આરોગ્ય દેખાય છે તેનો પણ કોઈ વિશ્વાસ નથી. રોગ ક્યારે આવશે તેની કોઈ કલ્પના તારા માટે શક્ય નથી. પ્રાણીમાત્રની આ અનાથ દશા છે. પ્રાણી કેવળ પોતાની કલ્પનાની મર્યાદા બાંધીને સુખાભાસ પાછળ દોડતો હોય છે. આ રઝળપાટ છે. જીવને નથી સુખ ભોગવ્યાનો સંતોષ થતો કે નથી આ રઝળપાટનો કોઈ અંત આવતો! રાજન, તું નાથ બનવાની જે ભાવના વ્યક્ત કરી રહ્યો છે, તે બધું મારી પાસે હતું છતાં હું અનાથ હતો.'

શ્રેણિક અને તેની સાથે આવેલા અન્ય રાજપુરુષો અવાક બનીને મુનિના તેજસ્વી વદન સામે જોઈ રહ્યા; મગધેશ્વરે પ્રશ્ન કર્યો: 'કૃપાવંત, આપને અનાથ સ્થિતિનું ભાન ક્યા કારણે થયું?'

'રાજન્, કોઈ પણ ઘટના પાછળ નિમિત્ત પડ્યું જ

હોય છે. પરંતુ નિમિત્ત એ વિચારણીય વસ્તુ નથી. ઘટના એ જ મુખ્ય વસ્તુ છે.' આમ કહીને અનાથી મુનિએ ટૂંકમાં પોતાને થયેલા રોગની અને એ રોગ દ્વારા અનાથ-પણાના થયેલા દર્શનની અને સંકલ્પની વાત કરી.

આ વાત સાંભળીને શ્રેણિક મુનિના ચરણકમળમાં મસ્તક નમાવીને બોલી ઊઠ્યો : 'ભગવંત, મને ક્ષમા કરો. આપના નાથ બનવાનું કહીને મેં આપનું....'

વચ્ચે જ મુનિ પ્રસન્ન સ્વરે બોલ્યા : 'રાજન, ત્યાગીને માન કે અપમાન કશું ન હોય, અંતરમાં એવી રેખાને પણ સ્થાન ન હોય. માન, અપમાન, ક્રોધ, કામ, મમતા, મારું, તારું લોભ, સત્તા વગેરે જ્યાં અનાથતા છે ત્યાં જ હોય છે. સંસારનો ત્યાગ કરનારાઓ ખરી રીતે નાથ બનવાનો પુરુષાર્થ જ કરે છે.'

મગધેશ્વર શ્રેણિય બિંબિસારે બે હાથ જોડી, મસ્તક નમાવી ભાવભર્યા સ્વરે કહ્યું : 'ભગવંત, આપના દર્શનથી મને દ્રષ્ટિ મળી. આજ મને લાગે છે કે હું એકલો અનાથ છું. મુનિવર, મારી વંદના સ્વીકારજો.'

મુનિએ પ્રસન્ન સ્વરે કહ્યું : 'ધર્મલાભ !'

શ્રેણિક પોતાના સાથીઓ સાથે વારંવાર નમન કરીને વિદાય થયો શ્રેણિકના ચિત્તમાં નાથ અનાથ દશાના વિચારો ઘોળાવા માંડ્યા.

શ્રેણિકને આજ પ્રથમ વાર સત્યનું દર્શન થયું હતું, સમકિતનો સ્પર્શ થયો હતો.

## ૧ : સેચનકનો ઉત્પાત

**મગધની** રાજધાની રાજગૃહી સર્વ વાતે સંપન્ન-સમૃદ્ધ હતી. એક તો સેણિય બિંબિસાર જેવો સમર્થ અને જાગૃત રાજા, રાજસંચાલન અર્થે પ્રામાણિક અને ઉત્તમ એવા પાંચસો મંત્રીઓ, અને એ મંત્રીઓમાં પણ મહાન મંત્રીના પદ ગૌરવને શોભાવતો બુદ્ધિના નિધાન સમો રાજકુમાર અભય !

મહારાજ સેણિય બિંબિસારની રાજસભા પણ ઇંદ્રની સભા સમી ગણાતી હતી. આ રાજસભાની કાર્યવાહી નિહાળવા માટે દેશ-પરદેશના અનેક રાજનીતિજ્ઞ આવતા અને કાર્યવાહી નિહાળીને ધન્યતા અનુભવતા.

રાજા જાગૃત અને વીર હોય ત્યાં પ્રજાને આનંદ જ થતો હોય છે. સમગ્ર મગધની પ્રજા દરેક વાતે સુખી હતી.

સંતોષરૂપી અમૃતનો જ્યારે જીવતરમાં અભાવ થતો હોય છે ત્યારે જ દુઃખ અને વેદના ઉભરાવાં શરૂ થાય છે. મગધના લોકો સંતોષરૂપી અમૃત વડે સુખી અને સમૃદ્ધ હતા. સુખ અને દુઃખ એ તો કરેલાં કર્મોનું જ શુભાશુભ ફળ હોય છે. સુખ આવે તો છકી ન જવું અને દુઃખ આવે ત્યારે નિરાશ ન થવું. આ સત્ય પાછળ સંતોષરૂપી પ્રકાશ પડચો હોય છે અને મગધની જનતા એ પ્રકાશ વડે ઉજ્જવળ બની હતી.

રાજગૃહી નગરીમાં અબજોપતિ શ્રેષ્ઠિઓ, સાર્થવાહો પણ હતા....અને ગાંઠચે કપર્દિકા પણ ન બાંધી હોય એવા ગરીબ માણસો પણ હતા. આમ છતાં શ્રીમંતો છકેલા નહોતા....ગરીબો સંતોષનો ત્યાગ કરીને નિરાશ નહોતા બન્યા.

સંતોષરૂપી અમૃત ત્યાં જ ટકે છે જ્યાં ધર્મરૂપી વડલો વિસામારૂપ બન્યો હોય છે. સમગ્ર મગધમાં દર્શન, ચિંતન અને જ્ઞાન રૂપી ધર્મની ગંગા વહી રહી હતી. એક બાજુ શંકરના આરાધકો વેદનો જયઘોષ ગજવતા હતા અને અનેક ઋષિવરો નિઃસ્વાર્થ ભાવે જનકલ્યાણનાં ગીતો રચી રહ્યા હતા બીજી તરફ ચરમ તીર્થંકર ભગવાન શ્રી મહાવીર સ્વામી સર્વ ત્યાગથી સભર બનેલા જ્ઞાન, દર્શન અને ચારિત્ર્યના વિજ્ઞાનસિદ્ધ વાણી વહેવડાવી રહ્યા હતા.

અને....તથાગત બુદ્ધ પણ 'બુદ્ધં શરણં ગચ્છામિ ...

ધમ્મં શરણું ગચ્છામિ....સંઘં શરણું ગચ્છામિ'ની ત્રિવેણી વહાવી રહ્યા હતા.

આ કાળ જ એવો હતો કે મગધમાં અર્થાત્ પૂર્વ-ભારતમાં વસતા કોઈ પણ પ્રજાજનને સ્વર્ગનું આકર્ષણ થતું જ નહોતું... કારણ કે આવા મહાપુરૂષના યોગે આ ધરતી પોતે જ સ્વર્ગ બની ગઈ હતી.

દિવસના બીજા પ્રહરનો પ્રારંભ થઈ ગયો છે.... રાજસભામાં મહારાજ શ્રેણિક રત્નજડિત કમલાકૃતિ આસન પર બિરાજમાન થયેલ છે. વિદેશના એક દૂતે આપેલો સંદેશ પૂરો થઈ ગયો છે અને મહામંત્રી અભયકુમારે એ સંદેશનો પ્રત્યુત્તર આવતી કાલે આપવાનું દૂતને જણાવી દીધું છે.

નગરજનોની સામાન્ય ફરિયાદોનો પ્રશ્ન હાથમાં લેવાય તે પહેલાં જ બે રક્ષકો રાજસભામાં દાખલ થયા. તેઓ હાંફી રહ્યા હતા. તેમના વદન પર ભારે વ્યથા જણાતી હતી. સમગ્ર સભા આવી રહેલા બંને રક્ષકો સામે જોઈ રહી હતી. આ રક્ષકો સિંહાસન સામે આવ્યા અને ત્રણવાર મસ્તક નમાવીને રાજ રાજેશ્વર સેણિય બિંબિસારને નમન કર્યું.

રાજસભાના મહાદંડકે બંને રક્ષકો સામે જોઈને કહ્યું : 'કેમ ?'

એક રક્ષકે મહારાજ શ્રેણિક સામે બે હાથ જોડીને

શ્વાસભર્યા સ્વરે કહ્યું : ‘ કૃપાનાથ, ગજબ થઇ ગયો. ગૌતમ વનમાં આવેલા આશ્રમમાં ભારે હાહાકાર મચી ગયો છે. આશ્રમમાં ઉછરેલો સેચનક નામનો હાથી દીવાનો થયો છે અત્યાર સુધીમાં સોથી વધુ વૃક્ષો ઉખેડી નાખ્યાં છે અને સો જેટલી પર્ણકુટિરોનો નાશ કર્યો છે. આશ્રમવાસીઓ ભારે ભયભિત બન્યા છે. ’

એક મંત્રીએ ઊભા થઈ કહ્યું : ‘ શું હાથીને કોઈ અટકાવી શકતું નથી? ’

‘ ના. હવે તો એ હાથી આશ્રમ બહાર નીકળ્યો છે અને નગરી તરફ ધસી રહ્યો છે. આપણા હસ્તિપાલ અને બીજા દશ માવતો હાથીને કાબૂમાં લેવા ક્યારના મથી રહ્યા છે. પરંતુ હાથી કાબૂમાં નથી આવતો. જો સેચનક નગરીમાં આવશે તો ભારે ખુવારી સર્જાશે.’

મહારાજ શ્રેણિકે કહ્યું : ‘ સેચનક તો ઘણો શાંત, ગરવો અને સમજુ છે....આશ્રમવાસીઓ વચ્ચે ઉછરેલો હોવાથી અતિ વિનમ્ર પણ છે. આમ છતાં એ પાગલ બન્યો તે ભારે આશ્ચર્ય કહેવાય. ’ આમ કહીને તેમણે મહારક્ષક સામે જોઈને કહ્યું, ‘ સો સૈનિકોની ટુકડી લઈને તમે સત્વર જાઓ હું પણ આવું છું. ’

મહારક્ષક કંઈ જવાબ આપે તે પહેલા જ રાજસભામાં બેઠેલો ઓગણીસ વર્ષનો એક તેજસ્વી રાજકુમાર ઊભો થયો અને મહારાજ સામે બે હાથ જોડીને બોલ્યો:

'પિતાજી, મને આપ આજ્ઞા આપો....હું પાગલ હાથીને અવશ્ય ઠેકાણે લાવીશ. સેચનકને હું બરાબર ઓળખું છું. તે એટલો તાકાતવાળો અને ભવ્ય છે કે રાજનો મુખ્ય હાથી બની શકે. સૈનિકો તેના પર શસ્ત્રો ફેંકશે તો કદાચ સેચનક વધારે પાગલ બનશે અથવા ઘાયલ થઈ જશે. પાગલ હાથીને વશ કરવાની શસ્ત્રકળા હું જાણું છું. એથી જ હું આજ્ઞા માગું છું.'

આખી સભા નવજવાન રાજકુમાર નંદિષેણના તેજસ્વી વદન સામે જોઈ રહી.

મહારાજાએ પ્રસન્ન નજરે પુત્ર સામે જોઈને કહ્યું: 'નંદિષેણ તું સત્વર આ રક્ષકો સાથે જા. અમે પણ આવીએ છીએ.'

એ જ વખતે બીજા બે રક્ષકો દોડતા દાખલ થયા અને હાંફતા હાંફતા બોલ્યા: 'કૃપાનાથનો જય થાઓ! આશ્રમવાસીઓનો હાથી દક્ષિણના પાદરમાં આવી પહોંચ્યો છે. નગર રક્ષક અને તેના રક્ષકો તનતોડ પુરુષાર્થ કરી રહ્યા છે. પરંતુ હાથીને કોઈ કાબૂમાં લઈ શકતું નથી.'

નંદિષેણ તરત ચાલતો થઈ ગયો હતો.

મહારાજ શ્રેણિક પણ સિંહાસન પરથી ઊભા થયા અને મહારક્ષક સાથે વિદાય થયા.

રાજસભામાં બેઠેલા સામંતો, વીર પુરુષો અને સભાસદો પણ કુતુહલથી પ્રેરાઈને ઊભા થઈ ગયા.

૨

## આશ્ચર્યનું સમાધાન

ત્યાં ઊભેલા પ્રત્યેક માણસોનાં મન પર આશ્ચર્યનું મોજું ફરી વળ્યું. અને રાજકુમાર નંદિષેણ પણ આશ્ચર્ય વિમૂઢ બની ગયો. કોઇ પ્રકારના શસ્ત્રનો ઉપયોગ કર્યા વગર સેચનક શાંત–સ્થિર કેમ બની ગયો હશે? થોડી પળો પહેલાં જ જે નયનો પાગલપણાથી આરકત બની ગયેલાં હતાં તે નયનો એકાએક આટલાં પ્રશાંત વિનમ્ર કેમ થઇ ગયાં હશે?

નંદિષેણ સેચનક સામે જોઈ રહ્યો હતો....સેચનક નંદિષેણ સામે જોઈ રહ્યો હતો. એક નવજવાન ગજરાજ માત્ર નંદિષેણને જોતાં જ આટલો શાંત કયા કારણે થઈ ગયો હશે? લોકોના મનમાં અનેક તર્ક વિતર્ક થવા માંડયા.

શું રાજકુમાર હાથીને વશ કરવાનો કોઈ મંત્ર પ્રયોગ જાણતા હશે ?

સેચનક ધીરે ધીરે નંદિષેણ તરફ આવ્યો. દસેક કદમ દૂર રહીને તેણે પોતાની સૂંઢ ઉંચી કરી અને જાણે રાજકુમારને આદરપૂર્વક સત્કારતો હોય એમ સહુને દેખાયું.

નંદિષેણે કહ્યું : 'સેચનક, આવ ભાઈ, તારા જેવા મહાનને આવું શોભે ખરૂં ?'

હાથી પાસે તો માનવીની કોઇ ભાષા નહોતી. સમજ તો ઘણી હતી. તે શરમાઈ ગયો હોય તે રીતે નીચી નજરે જોતો ઊભો રહ્યો.

એ જ વખતે રાજરાજેશ્વર શ્રેણિક મહારાજના જયઘોષથી વાતાવરણ મુખરિત બની ગયું.

નંદિષેણે સેચનકનાં સૂંઢ પર હાથ ફેરવવા માંડયો...

મહારાજ શ્રેણિક આ દૃશ્ય જોઇને અતિ પ્રસન્ન બની ગયા. તેઓ તરત અશ્વ પરથી ઉતરી ગયા અને પુત્ર સામે જોઈને બોલ્યા 'નંદિ, વશિકરણ મંત્ર તુ જાણે છે એવી તો અમને કોઈને કલ્પના પણ નહોતી.'

નંદિષેણે પિતા તરફ જોઈ મસ્તક નમાવીને કહ્યુ : 'પિતાજી, મને પણ નવાઈ લાગે છે. હું એવો કોઇ મંત્ર જાણતો નથી. મારી ને સેચનકની દૃષ્ટિ મળતાં જ તેનું પાગલપણું પલટાઈ ગયું હતું. મારે શસ્ત્રનો ઉપયોગ કરવો પડયો નથી.'

મહાદંડકે રાજસભાનું અધુરૂં કાર્ય આવતી કાલ ઉપર મુલતવી રાખીને સભાને બરખાસ્ત કરી.

આ સમાચાર નગરીમાં ક્યારના પ્રસરી ગયા હતા અને હજારો નાગરિકો નગરીના દક્ષિણુ તરફના તોરણુ-દ્વારમાંથી નીકળીને જ્યાં હાથી ઘમસાણુ મચાવી રહ્યો હતો તે મેદાન તરફ જઈ રહ્યા હતા.

સેચનક ! વિરાટ કાય હાથી ! જાણે જીવતો પહાડ !

નગરીના પાદરમાં જ સેચનક ઘૂમી રહ્યો હતો અને જે હડફેટે આવે તેને ઉખેડીને ફેંકી દેતો.

બસો જેટલા આશ્રમવાસીઓ વારંવાર પ્યારથી સેચનકને બોલાવતા હતા. રક્ષકો અને મહાવતો પણુ હાથીને કાબૂમાં લાવવા પચાસ ગજ દૂર રહીને હાકલા–પડકારા કરી રહ્યા હતા. એ સિવાય બીજા હજારો માણુસો ઘેરો વળીને ઘૂમી રહ્યા હતા અને રીડિયારમણુ કરી દોડાદોડી કરી રહ્યા હતા.

ઘણી વાર પાગલને વધારે પાગલ બનાવનારા આપણે જ પુરવાર થતા હોઈએ છીએ. લોકોના પડકારા સાંભળીને સેચનક વધારે ઉશ્કેરાતો અને જે તરફ તે દોટ મૂકતો તે તરફના લોકો ઊભી પૂંછડીએ પાછા ભાગતા.

એટલું સારું હતું કે હજી સુધી સેચનકે એક માનવીને જફા નહોતી પહોંચાડી. માનવી હાથી કરતાં ચે વધારે સાવધ હોય છે!

આ પ્રમાણે રીડિયારમણ થતું હતું ત્યાં અશ્વારોહી રાજકુમાર નંદિષેણ આવી પહોંચ્યો. તેણે ખભે ભરાવેલું ધનુષ હાથમાં લીધું અને તે અશ્વ પરથી નીચે ઉતરી ગયો. ત્યાર પછી એક રક્ષકના હાથમાં અશ્વ સોંપીને પ્રચંડ સ્વરે કહ્યું: ‘આપ કોઇ બૂમાબૂમ ન કરશો. કૃપા કરીને શાંત ભાવે એક તરફ થઇ જાઓ. આટલું કહીને નંદિષેણ સેચનક તરફ અગ્રસર થયો. સેચનક હજી પચાસ ગજ દૂર હતો અને એક વૃક્ષ સમૂળ ઉખેડી રહ્યો હતો. નંદિષેણે મધુર સ્વરે બૂમ પાડી: ‘સેચનક!’

પાગલ હસ્તિરાજના કાન પર સ્વર અથડાયો. તેણે વૃક્ષને ઉખેડી નાખ્યું. પણ વળતી જ પળે તેની નજર નંદિષેણ તરફ ગઈ.

નંદિષેણ ધનુષ પર બાણ ચડાવીને ધીરેધીરે આગળ જતો હતો.

અને નંદિષેણ પર નજર પડતાં જ સેચનકનો ઉન્માદ જાણે અલોપ થઈ ગયો. તે સ્થિર અને શાંત ભાવે નંદિ-ષેણ સામે જોઇ રહ્યો. નંદિષેણને પણ નવાઇ લાગી. તે ધીરેધીરે સેચનક તરફ આગળ વધી રહ્યો હતો.

અને સેચનક શાંત બની ગયો હતો.

મહારાજા શ્રેણિકે પુત્રને હૈયા સરસો લીધો. ત્યાર પછી આશ્રમવાસીઓની સમ્મતિ પ્રાપ્ત કરીને સેચનકને પટહાથીના પદ ગૌરવ વડે વિભૂષિત કરવા મહારાજા શ્રેણિકે મહારક્ષકને આજ્ઞા કરી અને સેચનકને રાજની હસ્તિશાળા તરફ દોરવામાં આવ્યો.

કોઈપણ પ્રકારના શસ્ત્ર પ્રયોગ વગર આવો મદોન્મત્ત ગજરાજ રાજકુમાર નંદિષેણે કેવી રીતે વશ કર્યો ? એ પ્રશ્ન સમગ્ર નગરી માટે આશ્ચર્યરૂપ બની ગયો હતો.

અને છ સાત દિવસ સુધી તો આ એક જ ચર્ચા શહેરમાં ચારેકોર થવા માંડી, નંદિષેણના મિત્રો પણ ભારે આશ્ચર્યમગ્ન બની ગયા હતા અને નંદિષેણ તો કોઇને સંતોષકારક ઉત્તર આપી શકતો નહોતો. અર્થાત્ કોઈના આશ્ચર્યનું શમન કરી શકતો નહોતો. કારણ કે પોતે જ આશ્ચર્યના સાગર વચ્ચે સપડાયેલો હતો.

બીજા દસ દિવસો વીતી ગયા. આશ્ચર્ય અને ચર્ચાની એક આવરદા હોય છે. અને લોકોની મનોવૃત્તિ પણ એટલી ચંચળ હોય છે કે આશ્ચર્યની એક ડાળેથી ઉડીને બીજી ડાળે તરત બેસી જાય.

મહારાજા શ્રેણિક પ્રાતઃકાર્ય આટોપીને મહાદેવી ચિલ્લણાના આવાસમાંથી બહાર નીકળ્યા હતા અને બેઠક ખંડ તરફ મહાપ્રતિહાર સાથે જઈ રહ્યા હતા.

બરાબર આ સમયે રાજ્યનો વનપાળ આવ્યો અને

રાજ રાજેશ્વરને ત્રણ વાર નમન કરીને બોલ્યો : ‘ કૃપાનાથ, જ્ઞાતપુત્ર ભગવાન શ્રી મહાવીર સ્વામી દક્ષિણ તરફના ઉદ્યાનમાં પધાર્યા છે....’

આ શબ્દો સાંભળીને મહારાજાના વદન પર હર્ષની રેખાઓ રમવા માંડી. તેમણે મહાપ્રતિહાર સામે જોઈને કહ્યું : ‘ આ સમાચાર રાજભવનમાં સહુને આપી દે. જેને આવવું હોય તે સત્વર તૈયાર થાય. દશબાર રથ તૈયાર કરવાની આજ્ઞા આપી દેજે.’

મહાપ્રતિહાર નમન કરીને વિદાય થયો, વનપાળ પણ નમન–કરીને વિદાય થયો.

માત્ર બે જ ઘટિકામાં મહારાજા શ્રેણિક, મહારાણી ચિલ્લણા, મહારાણી નંદાદેવી, અન્ય રાણીઓ, મહામંત્રી અભયકુમાર, નંદિષેણ અને રાજપરિવારના અન્ય સભ્યો દક્ષિણ તરફ આવેલા ઉદ્યાનમાં જવા વિદાય થયાં.

રાજ પરિવાર સહિત રાજા શ્રેણિક ઉદ્યાનમાં પહોંચી ગયો....પણ એ વખતે તો નગરીના હજારો નરનાર આવી પહોંચ્યા હતા અને ભગવાન સહુને ઉપદેશામૃત અર્પણ કરી રહ્યા હતા.

ભગવાન જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં ધર્મસભા ભરાતી હતી. અનંત જન્મોથી ભવબંધનમાં ઝકડાયેલો માનવી મુક્ત બનીને શિવપદનો સ્વામી થાય એવો પરમ કલ્યાણ-કારક ઉપદેશ ભગવાન પોતાની દિવ્ય વાણી દ્વારા સંભળાવતા હતા.

ઉપદેશ પૂરો થયા પછી શંકાઓના સમાધાન થતાં. ધર્મસભામાં એકત્ર થયેલા લોકોના મનમાં જે કંઈ સંશય હોય તો રજુ કરતા અને જ્ઞાતપુત્ર ભગવાન મહાવીર એ બધા સંશયોનું નિવારણ કરતા.

રાજપરિવારના સભ્યો યથાસ્થાને બેસી ગયા હતા, અને ભગવાનની દિવ્ય વાણીનો લાભ લઈ રહ્યા હતા.

પરમાત્માની દેશના પુરી થઈ એટલે મહારાજા શ્રેણિકે અને રાજકુમાર નંદિષેણે વચ્ચે થોડા દિવસો પહેલા સેચનક હાથીની જે ઘટના બની ગઈ હતી તે કહી અને વિનમ્ર સ્વરે જણાવ્યું : 'ભગવંત, આ ઘટના એક આશ્ચર્યરૂપ બની ગઈ છે, અમે હજી પણ સેચનકનું પાગલપણું કેવી રીતે દૂર થયું તે સમજી શક્યા નથી.'

ભગવંતે મૃદુમધુર સ્વરે કહ્યુ : 'મહાનુભાવ ! સંસાર પોતે જ અનેક આશ્ચર્યોથી ભરેલો છે. પણ સેચનકની ઘટનામાં કેવળ પૂર્વ ભવના સંબંધનો ચમત્કાર છે. રાજન, પૂર્વભવે હાથી સેચનકનો જીવ એક સાર્થવાહ હતો.... ....અને રાજકુમાર નંદિષણનો જીવ તેના વાણોતર રૂપે હતો. શેઠ–વાણોતર વચ્ચે ભારે પ્રીતિ હતી. પરંતુ શેઠ કીર્તિ ખાતર વિવેક વગરનું દાન કરતો હતો. અને વાણોતર સુપાત્રદાન આપતો હતો. આથી શેઠનો જીવ આ ભવે હાથી થયો અને વાણોતરનો જીવ નંદિષેણ રૂપે રાજ-કુમાર થયો. નંદિષેણ સામે નજર પડતાં જ હાથીને એ દૃષ્ટિમાં પૂર્વભવની પ્રીતિના દર્શન થયાં. અને તેની

લાગણીઓ ઉછળવા માંડી. સેચનક તરત પૂર્વ સંબંધના સ્મરણથી શાંત થઈ ગયો. રાજકુમારને પૂર્વ સંબંધનું સ્મરણ ન થયું એટલે તેના હૈયામાં આ ઘટના કોઈ આશ્ચર્યરૂપે જડાઇ ગઈ.'

સહુના મનમાં જાગેલા આશ્ચર્યનો અંત આવ્યો.

પરંતુ રાજકુમાર નંદિષેણના હૈયામાં બીજો જ ખળભળાટ શરૂ થયો.

## ૩ ભાવિનો ભય

પૂર્વભવની વાત સાંભળ્યા પછી નંદિષેણે પૂર્વ-ભવનાં નામ ઠામની માહિતિ ભગવાન પાસેથી પ્રાપ્ત કરી અને તેણે એ જ દિવસે આ નામ ઠામની તપાસ કરી. ભગવાનની વાણીમાં કોઈ દિ' અસત્ય ન હોય એ વાતની તેને ખાત્રી જ હતી....છતાં જિજ્ઞાસા તૃપ્ત કરવા ખાતર તેણે રાજગૃહીમાં જ પોતાના પૂર્વભવની તપાસ કરી અને એ તપાસ પછી તેનું મન વૈરાગ્ય ભાવથી સભર બની ગયું.

વૈરાગ્ય પ્રાપ્ત થવામાં કોઈ ને કોઈ કારણ હોય જ છે. પુર્વભવની ખાત્રી કર્યા પછી રાજકુમાર નંદિષેણના હૃદયમાં સંસારની આ બધી માયા પ્રત્યે નફરત જાગી. તેને થયું, અનંત જન્મોથી આ માયાનાં બંધન તો વળગેલાં જ છે. રૂપ, યૌવન, વૈભવ વગેરે ભોગવવા છતાં,

કદી આત્માને સંતોષ થયો નથી. જેમ જેમ ભૌતિક સુખ પાછળ ભટકયા કરીએ છીએ તેમ તેમ આત્મા પર માયા મરિચિકાનાં આવરણો વધતાં જ રહે છે. આ આવરણોનું નિવારણ કર્યા વગર ભવભ્રમણનો અંત લાવવો શકય નથી. અને આવરણો ભેદવા માટે સર્વત્યાગના પંથે પ્રયાણ કરવાનો પુરૂષાર્થ આદરવો જ પડે.

બીજે દિવસે પણ નંદિષેણે ભગવાનની દેશના રસપૂર્વક સાંભળી અને દેશના પૂરી થયા પછી જ્યારે બધા ભાવિકો ભગવાનને નમન કરીને વિદાય થવા માંડયા, ત્યારે નવજવાન નંદિષેણ ત્યાં જ બેસી રહ્યા....મહારાજા શ્રેણિક પણ ઊભા થયા અને ભગવાન તરફ જવા અગ્રેસર થયા. એ વખતે જ નંદિષેણે ઊભા થઈ ભગવાનને નમન કરતાં કહ્યુ: 'ભગવંત, હવે હું આપના ચરણકમળમાં જ રહીને આરાધના કરવા માગું છું. આપ મને કૃપા કરીને આજ્ઞા આપો.'

મહારાજ શ્રેણિક પુત્રના આ શબ્દો સાંભળીને ઊભા રહી ગયા.

ભગવાને પ્રસન્ન ગંભીર સ્વરે કહ્યું: 'મહાનુભાવ, સર્વ ત્યાગનો પથ અતિ દુષ્કર છે. ત્યાં ચાલવું એ સહજ નથી. કોઈ પણ કાર્ય આવેશથી કરવા કરતાં સમજીને કરવું એ વધારે ઉત્તમ છે.'

'ભગવંત, ગઈ રાતે મેં આ અંગે ખૂબ જ વિચાર

કર્યો હતો. મારા આ નિશ્ચય પાછળ આવેશ નથી....પરંતુ સમજ છે.'

'ભદ્ર, સમજને પરિપકવ થવા દે... હજી ભોગાવલી કર્મ ભોગવવા બાકી છે, થોડો સમય ધૈર્ય રાખી જા....'

પરંતુ યુવરાજ નંદિષેણ પોતાના નિશ્ચયમાં અટલ રહ્યો. રાજકુમારનો ભાવ જાણીને ભગવંતે કહ્યું: 'હું તારા ઉત્તમ મનોભાવને અવરોધવા નથી ઇચ્છતો, થોડો કાળ જવા દીધો હોત તો સારૂં થાત. છતાં તારે તારા માતા પિતાની આજ્ઞા પ્રાપ્ત કરવી જોઈએ.'

મહારાજ શ્રેણિક તો ઉભા ઉભા સાંભળી રહ્યા હતા. તેમની સાથે આવેલી રાણીઓ પણ ઉભી રહી ગઈ હતી. એ રાણીઓમાં નંદિષેણની માતા પણ હતી.

નંદિષેણે માતા પિતાને નમન કરીને પોતાનો ભાવ દર્શાવ્યો. મહારાજા શ્રેણિકે પુત્રના ભાવને સત્કાર્યો અને રજા આપી. માતાએ પણ રજા આપી. જેને ધર્મનો સ્પર્શ થયો છે, તેઓ સંયમની આરાધનામાં કદી અંતરાય રૂપ થતા નથી.

નંદિષેણના ભાવિની ગતિ કેવી હશે, તે કોઈ ભલે ન જાણતું હોય, પરંતુ ભગવાન તો બધું સમજતા હતા. તેમણે એ જ વખતે નંદિષેણને દીક્ષા આપી.

પંચમુષ્ટિ લોચ થઈ ગયો.

અલંકારો ફેંકાઈ ગયાં. ઉત્તમ પ્રકારનાં કૌશેય અળગાં

થઈ ગયાં. એક માત્ર ચોળપટક નવજવાન મુનિના અંગની શોભા બની ગયો.

મહારાજા શ્રેણિક અને તેમની પત્નીઓએ મુનિ નંદિષેણને નમન કર્યાં. કારણ કે હવે નંદિષેણ પુત્ર તરીકે મટી ગયો હતો. હવે તો તેઓ મુક્તિ માર્ગના પ્રવાસી બની ચૂકયા હતા.

ભગવાન મહાવીર મુનિ જીવનને સરલ સહજ બનાવ્યું નહોતું. અનેકવિધ કષ્ટ વચ્ચે પણ આત્મ-દર્શન પ્રાપ્ત કરવા જ્ઞાનની આરાધના કરવાની હતી. દેહની વૃત્તિઓને સ્થિર કરવા ખાતર તપશ્ચર્યાની આરાધના કરવાની હતી....અને મનને વશ કર્યા વગર મુક્તિના દ્વાર પર્યંત પહોંચી શકાતું નથી. મન પણ એટલું ચંચળ અને ચપળ છે કે એને વશ કરવું સહજ પણ નથી. આવા મનને વશ કરવાનો પુરુષાર્થ કરવો એ મુનિ જીવનનો મુખ્ય હેતુ લેખાતો.

મુનિ નંદિષેણ દીક્ષા પ્રાપ્ત કર્યા પછી એકાદ સપ્તાહ રાજગૃહી રહીને કેટલાક સાધુઓ સાથે વિહાર કરી ગયા. જ્ઞાનાધ્યન માટે તેઓને છેક ત્રિવિષ્ટપ જવાનું હતું. અને મુનિ નંદિષેણના હૈયામાં ભગવાને કહેલા શબ્દો અવિરત ગુંજ્યા કરતા, 'ભોગ ભોગવવો બાકી છે, માટે થોડી ધીરજ રાખી હોત તો સારૂં હતું.'

પરંતુ મુનિ નંદિષેણના નવજવાન હૈયામાં એક

મેં આ મધ્યમ માર્ગ સ્વીકાર્યો છે, હું સમજું છું કે ભોગ વિલાસ એ એક કેવળ દેહની જ ભૂખ છે....દેહ પોતે જ ન હોય તો એ ભૂખ ક્યાંથી જાગે ?'

'જ્ઞાની પુરૂષ....તું એ કેમ ભૂલી જાય છે કે કાયાનો અંત થાય એટલે આત્માને પણ મુક્તિ મળી જાય છે. એમ નથી બનતું....અને આત્મહત્યાનો આ માર્ગ તો તને પુનઃ ભવભ્રમણના માર્ગે ખેચી જશે.' અંતરમન બોલી ઉઠયું.

અને તેજસ્વી મુનિના કદમ તરત સ્થિર બની ગયા.... તેમના હૈયામાં પ્રશ્ન જાગ્યો: 'ઓહ આત્મહત્યા એ તો કાયરનો માર્ગ છે... મારે મારા મનની વૃત્તિઓ સામે લડવું જ જોઈએ... અને વિજયી બનવું જ જોઈએ.'

આવો નિર્ણય થતાં જ તેઓ ગુફામાં પાછા આવી ગયા અને પોતાના આસને ધ્યાનમગ્ન બનીને બેસી ગયા.

ચાતુર્માસ પુરું થયું કે તરત બધા મુનિઓ મગધ તરફ વિહાર કરી ગયા.

ભગવાનને ભાખેલા ભાવિની ચિંતા મુનિ નંદિષેણના ચિત્તને વારંવાર અજંપો કરાવતી હતી. જો કે ત્રિવિષ્ટ-પથી મગધ સુધીનો વિહાર ભારે દુષ્કર હતો પહાડો, વનો, વિરાટ નદીઓ અને ભયાનક અટવીઓ વિંધીને બધા મુનિઓ આવતા હતા. માર્ગમાં ગોચરી ન પણ મળે. નદીઓનું વિશુદ્ધ જળ પણ ન મળે વિશ્રામ માટેનું યોગ્ય સ્થાન પણ પ્રાપ્ત ન થાય. છતાં કોઈ મુનિના મનમાં આ વિપત્તિઓ પ્રત્યે દષ્ટિ સરખી યે નહોતી. તપના પ્રભાવ વડે તેઓએ લાલસાઓને હંમેશ માટે જીતી લીધી હતી. જ્ઞાનના પ્રભાવ વડે તેઓ આનંદઘન સ્વરૂપ બની ગયા હતા. અડવાણા પગે ચાલવું, એક વસ્ત્રથી વધારે વસ્ત્ર ન રાખવું. ટાઢ–તાપને સમાન માનવા અને માર્ગમાં આવતા જીવોની જયણા કરતા જવી. અર્થાત ચાલવામાં, બોલવામાં

તમન્ના રમતી હતી. ભોગથી દૂર રહેવા ખાતર કાયાને સાવ શુષ્ક બનાવી નાખવી. તેઓએ વિવિધ તપશ્ચર્યા શરૂ કરી. તપથી દેહની વૃત્તિઓ વિકારગ્રસ્ત નથી બનતી એ સત્ય તેઓ સમજી ગયા હતા.

આમ છતાં તેમના હૈયામાંથી ભગવાને કહેલા શબ્દો પળ માટેય ખસતા નહોતા. સંયમના પથ પરથી ગબડી ન પડાય એટલા ખાતર તેઓ ખૂબ સાવધ રહેતા.

આમ ને આમ ત્રણ વર્ષનો કાળ વીતી ગયો. આ ત્રણ વર્ષના ગાળામાં તેઓ હિમાચલની રમ્ય ધરતી પર આવેલા ત્રિવિષ્ટપમાં આવી ગયા હતા અને તપ અને જ્ઞાનની ઉત્કૃષ્ટ આરાધના કરી રહ્યા હતા.

બીજા બે વરસ ચાલ્યાં ગયાં. પરંતુ ભગવાને કહેલા શબ્દોનો ભય એમ ને એમ હૈયા વચ્ચે વસેલો રહ્યો.

જ્ઞાન અને તપની નિષ્ઠાપૂર્વક આરાધના કરનારને નાની મોટી અનેક સિદ્ધિઓ પ્રાપ્ત થતી જ હોય છે. તપનો એ સહજ પ્રભાવ છે, પરંતુ મુનિ નંદિષેણને સિદ્ધિઓ પ્રાપ્ત કરવાની કોઈ પડી નહોતી. તેઓ કેવળ મનમાં પુરાયેલા ભયને દૂર કરવા માગતા હતા....અને ભગવાનના શબ્દો પ્રત્યેની અપૂર્વ શ્રદ્ધાના કારણે એ ભય પણ એવો રહ્યો હતો.

નવજવાન નંદિષેણની ઉમ્મર સત્યાવીસ વર્ષની થઈ ગઈ હતી, અને મનમાં અવાર-નવાર એમ પણ થતું કે

સંયમ માર્ગેથી ગબડી પડું તે પહેલાં જીવનનો અંત આવે તો સારું.

પરંતુ મૃત્યુ તો એના નિશ્ચિત સમયે જ આવતું હોય છે, માંગ્યાં મોત કોઈને મળતાં નથી અને કોઈ શક્તિ મોતને પાછાં પણ ઠેલી શકતી નથી.

ત્રિવિષ્ટપમાંથી વિહાર કરી પૂર્વ ભારતમાં પાછા ફરવાનો સમય પણ થવા આવ્યો હતો....ચાતુર્માસ પૂરું થાય એટલે તરત વિહાર કરવાની યોજના નક્કી થઇ હતી... અને એક રાતે મુનિ નંદિષેણ ભોગથી દૂર રહેવા ખાતર એક ગિરિશ્રૃંગ પરથી ઝંપાપાત કરવા તૈયાર થઈ ગયા.

તેઓ સંથારા પરથી ઊભા થયા. ગુફામાંથી બહાર નીકળ્યા....બીજા મુનિઓ નિદ્રાધીન હતા. અને મુનિ નંદિષેણના મનમાં ભયને નષ્ટ કરવા ખાતર મોતને ભેટવાની ભાવના બળવત્તર બની ચૂકી હતી.

ગુફાની બહાર બે કદમ ચાલતા જ તેમનું અંતરમન બોલી ઉઠ્યું : 'મુનિ, ભગવાને કહેલુ ભાવિ શું કોઈ મિથ્યા કરી શકે એમ છે ? અને આ તો આત્મહત્યાનો માર્ગ છે. તેં આટઆટલી સિદ્ધિઓ પ્રાપ્ત કરી અને જ્ઞાન પ્રાપ્ત કર્યું....છતાં આ અજ્ઞાનને વશ થઇ રહ્યો છે ?'

મુનિનું બીજું મન તરત બોલી ઉઠ્યું : 'ભગવાને કહેલા ભાવિ પ્રત્યે મારા મનમાં કોઇ અશ્રદ્ધા નથી.... પરંતુ સંયમ માર્ગેથી ચલિત ન થવાય એટલા ખાતર જ

કે અન્ય ક્રિયાઓમાં સતત જાગૃત રહેવું. મુનિ જીવનની આ મોટામાં મોટી કસોટી છે. ઓછામાં ઓછો પરિગ્રહ અને તે પણ ગમે તે પળે ફેંકી શકાય તેવો....નહિ દેહની માવજત રાખવાની, નહિ રૂપનો, યૌવનની કે ઇચ્છાઓની તૃપ્તિ કરવાની. વૃત્તિઓના દમન રૂપી યોગમાં સતત જાગૃત રહેવું એ જ જૈન મુનિઓનું જીવન !

આવા સમર્થ મુનિઓ પાસે તપ અને જ્ઞાનની ઉપાસનાના અંગે અનેક સિદ્ધિઓ પ્રાપ્ત થઈ હતી.... પત્થરને સુવર્ણના રૂપમાં ફેરવી નાખવું એ તો એમને મન રમત માત્ર હતી. સંકલ્પ બળથી ક્ષણ માત્રમાં પૃથ્વીના આ છેડેથી સામે છેડે પહોંચવું... રૂપ પરિવર્તન કરવું વગેરે અશક્ય ગણાતી સિદ્ધિઓ આ મુનિઓ માટે સાવ સહજ હતી....પરંતુ જૈન મુનિઓનો માર્ગ નિરાળો હોય છે. તેઓ સિદ્ધિઓ પ્રાપ્ત કરવા ખાતર કોઈ પુરૂષાર્થ નથી કરતા, પરંતુ જેમ દીવડાનું સ્થૂળ પરિણામ પ્રકાશ હોય છે તેમ ઉપાસનાનું સ્થૂળ પરિણામ આવી સિદ્ધિઓ સ્વયં આવી પડે છે.

આઠેય મુનિઓ ઉગ્ર વિહાર કરતા કરતા મગધની ધરતી પર આવી પહોંચ્યા.

મુનિ નંદિષેણ ત્રીસ વર્ષના થઈ ગયા હતા. એક તો તેઓ રાજબીજ હતા એટલે એમના રૂપનો પાર નહોતો. આ રૂપમાં તપ અને જ્ઞાનના તેજનો ઉમેરો થયો

હતો. તપશ્ચર્યા વડે કાયા શુષ્ક બની હોવા છતાં રૂપ-યૌવનનું તેજ ઘણું જ વધી ગયું હતું.

મગધની ધરતી પર પગ મૂકયા પછી આઠેય મુનિઓ બબેની ટૂકડીમાં વિવિધ માર્ગોએ જ્યાં ભગવાન બિરાજતા હોય તે તરફ જવા નીકળી પડયા.

મુનિ નંદિષેણુ પણ એક વૃદ્ધ મુનિ સાથે રાજગૃહી તરફ જવા નીકળી ગયા.

બે દિવસના વિહાર પછી માર્ગમાં ચંદ્રાવતી નામની એક રળિયામણી નગરી આવી. આ નગરીમાં શ્રાવકોના બે હજાર જેટલાં ઘર હતાં અને ઉગ્ર પ્રવાસના કારણે વૃદ્ધ મુનિને થોડા દિવસ વિશ્રામ આપવો જોઈએ એમ મુનિ નંદિષેણુને દેખાતું હતું. એટલે નગરી બહારના એક ઉપવ-નમાં ત્રણ ચાર દિવસ વિતાવવાનું તેઓએ નક્કી કર્યું. ઉદ્યા-નમાં માળીએ બંને તેજસ્વી મુનિઓનો ભાવપૂર્વક સત્કાર કર્યો અને એક પર્ણકૂટિરમાં વિશ્રામ લેવાની પ્રાર્થના કરી.

બંને મુનિઓ એક સ્વચ્છ પર્ણકૂટિરમાં દાખલ થયા.

ચંદ્રાવતી નગરીનો રાજા આમ તો મહારાજા શ્રેણી-કનો એક ખંડિયો રાજા હતો....છતાં તે દરેક રીતે સમૃદ્ધ અને સમ્પન્ન હતો. પ્રજાના કલ્યાણમાં પોતાનું કલ્યાણ જોતો. પ્રજાના આનંદમાં જ પોતાનો આનંદ જોતો. જે રાજકર્તાઓ પ્રજાના આનંદ અને મંગળની ઉપેક્ષા કરીને કેવળ પોતાની ધૂનને જ શ્રેષ્ઠ માને છે તે

રાજકર્તા કદી પોતાના રાજકારોબારને શોભાવી શકતો નથી અને એવા રાજકર્તાના રાજ્યમાં પ્રજા પણ દુઃખ, વેદના, વ્યથા અને અસંતોષના અગ્નિ કણો વડે સદાય દાઝેલી જ રહેતી હોય છે.

ચંદ્રાવતી નરેશમાં કોઈ દુર્ગુણ નહોતો. તેનો સમગ્ર રાજકારોબાર ધર્માશ્રિત હતો. આથી પ્રજા પણ ખૂબ જ સમૃદ્ધ અને સુખી હતી.

નગરીમાં નાના મોટા અનેક ઉદ્યોગો ખીલ્યા હતા અને નગરીમાં બનતો માલ દેશ વિદેશમાં જતો હતો. આમ હોવાથી નગરીનો વેપાર ઉદ્યોગ ખૂબ જ ખિલેલો હતો. જ્યાં વેપાર–ઉદ્યોગ નિયંત્રણ અને કરભારણની જંજીરોથી મુક્ત હોય છે ત્યાં દરેક વર્ગ સુખી હોય છે. અને જ્યાં વેપાર–ઉદ્યોગ રાજાની મૂઠીમાં ઝકડાય છે ત્યાંની પ્રજાના દૈન્યનો કોઈ અંત હોતો નથી.

આ નગરીમાં જેમ વેપાર ઉદ્યોગ સમૃદ્ધ હતો તેમ કલા, કારીગીરી વગેરેની પણ બોલબાલા હતી.

કોઈપણ રાજાના રાજ ભવનને ઘડીભર ઝાંખા કહેવડાવે એવાં પ્રજાનાં ભવનો શોભતાં હતાં. અને ચંદ્રાવતીનાં ગણિકાલયો તો સમગ્ર ભારતમાં પંકાતાં હતાં. કામશાસ્ત્રનો અભ્યાસ કરાવનારાં, સંસાર જીવનનું વૈજ્ઞાનિક જ્ઞાન આપનારાં ગણિકા ભવનોમાં દેશ વિદેશથી અનેક લોકો અભ્યાસાર્થે આવતા હતા.

ચંદ્રાવતી નગરીમાં કવિઓ, ચિત્રકારો, સંગીતજ્ઞો

વગેરે સારા પ્રમાણમાં હતા. ચંદ્રાવતી નગરીમાં જેમ રાજા વખણાતો હતો તેમ ચપળા નામની ચોવીસ વર્ષની ગણિકા પણ વખણાતી હતી.

નારી ગુણ કરતાં યે રૂપ અને યૌવનની માધુરીથી વધારે પ્રસંશા પ્રાપ્ત કરે છે....કારણ કે ગુણ એ અંતરની સંપત્તિ છે....અને રૂપયૌવન એ તો નરી આંખે નિહાળી શકાય તેવી વસ્તુ છે.

ચપળાનું રૂપ કોઈ સ્વર્ગીય અપ્સરાને પણ લજવે એવું હતું અને છેલ્લા આઠ વર્ષથી ભોગ વિલાસમાં પડેલી હોવા છતાં તેનું યૌવન વસંતઋતુના પ્રથમ પ્રહર જેવું સોહામણું હતું. કારણ કે જે નારીને રૂપ–યૌવન પર જીવવાનું હોય છે તે નારી સમજતી હોય છે કે જે પળે આ માધુરી કરમાઈ જશે તે પળે જનતાની નજર પણ અન્ય દિશાએ વળી જશે, એટલે રૂપ–યૌવનની જાળવણી કરવામાં ગણિકાઓ ખૂબ જ કુશળ હોય છે. રૂપયૌવનની માવજત પાછળ તે પોતાની સઘળી શક્તિનો ઉપયોગ કરતી હોય છે. અને ગમે તે પુરૂષને પોતાનું યૌવન કદી પણ સમર્પણ કરતી નથી, સોનાની મુદ્રાઓનો ગંજ ખડકાય તો પણ.

ચપળા તો નામ તેવા જ ગુણ ધરાવતી હતી. માત્ર એના નયનો નહિ પણ અંગના પ્રત્યેક વિભાગોમાં યૌવનની માધુરી રમતી હતી... એના એક જ ઈશારે ગમે તેવો પુરુષ તેના ચરણમાં ઝૂકી પડવા તૈયાર હતો અને પોતાને ભાગ્યશાળી માનતો.

ચપળાનું ભવન પણ ત્રણ ભૂમિવાળું હતું. ભવનમાં શતાધિક દાસ–દાસીઓ હતાં. શ્રેષ્ઠ ગણાતા વાદ્યકારોની એક મંડળી હતી. ઉત્તમ ચિત્રકારોની કલા કારિગિરી વડે તેનું ભવન શોભતું હતું.

વસંત ઋતુનો પહેલો પ્રહર ચાલતો હતો. ચપળા ભોજનથી પરવારીને મધ્યાહ્ન સમયે વિરામ લેતાં પહેલાં પોતાના શયન ખંડના ઝરૂખે આવીને ઊભી હતી....

અને રાજમાર્ગ પર દૃષ્ટિ પડતાં જ તેના નારી હૃદયમાં એક ધ્રુજારી છૂટી ગઈ....

ચપલાએ એવું શું જોયું ?

## ૫ પધારો સ્વામી !

ઝરૂખામાં ઉભેલી રૂપવતી નવયૌવના અને ચંદ્રાવતીની જાજરમાન ગણિકા ચપળા ચમકી ઉઠી હતી.... પોતાના પ્રથમ યૌવનમાં તેણે અનેક પુરૂષોને જોયા હતા.... અનેક નવજવાનોનો પરિચય મેળવ્યો હતો....પરંતુ આજ પર્યંત તે કોઈ પુરૂષને જોઈ ને ચમકી નહોતી....

ચપળા રાજમાર્ગ તરફ જોઈ રહી....સ્થિર અપલક નજરે! એક નવજવાન જૈન મુનિ નીચે નજરે જોતા ચાલ્યા આવતા હતા. તેમના હાથમાં એક કાષ્ઠપાત્ર હતું.... અંગ પર માત્ર એક હાથ પનાનું ચોળ પટ્ટક હતું.... આ સિવાય આખું અંગ ખુલ્લું હતું.

પણ આવું તેજ તેણે કોઈ પુરૂષમાં જોયું નહોતું.... યુવાની પ્રીતીના સત્વમાંથી જાણે કાયા ઘડાયેલી હતી....

કપાળ ભવ્ય હતું... નયનો જ્ઞાનભાર વડે નમેલાં હતાં.... અને વદન પર નાચતી સૌમ્યતા....

આ નવજવાન અન્ય કોઇ નહોતા....મુનિ નંદિષેણ હતા....તેઓ ગોચરી માટે ઉદ્યાનમાંથી નગરીમાં આવી રહ્યા હતા.

જાણે કોઈ ગજરાજ ચાલતો હોય તેવી રીતે તેઓ ચાલતા હતા. તપ વડે કાયા શુષ્ક થઈ હોવા છતાં અતિ આકર્ષક હતી....

નવજવાન મુનિને નિહાળવામાં મગ્ન બનેલી ચપળાએ જાણે હૈયું ગુમાવી દીધું હતું. તેના મનમાં થયું, શું આવો પુરુષ સંસારમાં આમ વિરક્ત બનીને વિહરતા હશે ? આ તો કોઇ તેજસ્વી નવજવાન છે....આ પુરૂષ માટી પર નહિ પણ રૂપવતી રમણીઓએ બિછાવેલી ફૂલોની બિછાત પર ચાલવાને જ યોગ્ય છે—આવા પુરુષનો સંગ પ્રાપ્ત કરનાર નારીને સ્વર્ગની કોઈ તમન્ના રહે નહિ....

મુની એક સ્થળે માર્ગમાં જ ઊભા રહી ગયા હતા....કારણ બે–ચાર શ્રાવકો તેમના ભાવપૂર્ણ વંદન કરી રહ્યા હતા....

ચપળા પુનઃ ધ્રુજી ઉઠી....અરે, આ નવજવાન તો હમણાં ચાલ્યા જશે અને હું આમ ને આમ જોતી ઉભી રહીશ...ના...ના...ના...

ચપળાએ વળતી જ પળે કહ્યું : ‘ કેતકી...’

'જી....' કહેતી ખંડમાં રાહ જોતી બેસી રહેલી મુખ્ય પરિચારિકા ઝરૂખાનો દ્વાર પાસે આવી.

ચપળાએ કહ્યું : 'કેતકી, તું સત્વર નીચે જા....જો સામે કોઈ નવજવાન મુનિ ઉભા છે....ભીક્ષાર્થે નીકળ્યા લાગે છે... તું એમને આપણા ભવનમાં લઈ આવ. હું ભવનના દ્વાર પાસે આવું છું.'

કેતકીએ મુનિને જોઇ લીધા અને વળતી જ પળે તે ચાલી ગઈ...

માર્ગમાં ઉભા રહી ગયેલા શ્રાવકોને ધર્મલાભ આપીને નંદિષેણ આગળ વધ્યા....

કેતકી પણ બહાર નીકળી....

જેવા મુનિ નંદિષેણ ભવનના ફળીના દ્વાર સામેથી નીકળ્યા કે તરત કેતકી તેમની સામે પહોંચી ગઈ અને બે હાથ જોડીને નમન કરતાં બોલી : 'ભગવંત, અમારા ભવન પર પધારો. અમને કદી ત્યાગીઓનો લાભ મળ્યો નથી....અમારા પર કૃપા કરો....'

મુનિએ કેતકી તરફ જોયા વગર જ કહ્યું : 'ચાલ ભદ્રે....'

કેતકીનું વદન હર્ષથી ખીલી ઉઠ્યું....તે આગળ ચાલવા માંડી. મુનિ નંદિષેણ તેની પાછળ પાછળ ચાલવા માંડયા.

સોહામણા ઉદ્યાન વડે શોભતા ફળીના દ્વાર પાસે

બે રક્ષકો ઉભા હતા. બંનેએ આ તેજસ્વી મુનિને નમસ્કાર કર્યા.

'ધર્મલાભ' કહીને મુનિ અગ્રસર થયા.

વર્ષોથી જે ભય એમના ચિત્તને વલોવી રહ્યો હતો તે ભય આજ સાકાર બનશે એવી કોઈ કલ્પના મુનિના હૈયામાં જાગી નહોતી. તેઓ શાંત અને સ્વસ્થ ભાવે કેતકીની પાછળ પાછળ ઉદ્યાનના સ્વચ્છ માર્ગે જયણાપૂર્વક ચાલતા રહ્યા.

મુનિએ ચાલવામાં પણ જાગૃત રહેવું પડે છે.... પગ તો ખુલ્લા જ હોય છતાં પગ તળે કોઈ પણ જીવ ન કચરાવો જોઈએ એ કાળજી તેઓએ રાખવાની જ રહે છે. મુનિ ચાલતા હોય અને કોઈ માણસો તેમની સાથે વાત કરે તો મુનિ તરત ઊભા રહી જાય....કારણ કે ચાલતાં ચાલતાં વાતો કરવી એ એમની અહિંસા માટે ઉચિત ગણાય નહિ. જૈન મુનિની અહિંસા દેખાવ પુરતી અથવા તો વાતો પુરતી નથી હોતી....મન, વચન અને કાયા વડે અહિંસાનું પાલન કરવાનું હોય છે. માત્ર આ રીતે પાલન કરવાનું હોય છે એમ પણ નથી હોતું.... કોઈ અન્ય દ્વારા હિંસાનું આચરણ કરાવી શકાતું નથી.... હિંસા આચરનારને અનુમોદના પણ આપી શકાતી નથી.

જ્ઞાતપુત્ર ભગવાન મહાવીર પરમાત્માએ પ્રસ્થાપિત કરેલો અહિંસાપાલનનો માર્ગ કોઈ પ્રકારની છૂટછાટ

આપી શકતો નથી....એથી જ સર્વ ત્યાગનો પંથ ભારે વિકટ કહેવાય છે.

ભવનની સોપાનશ્રેણીનાં પગથિયાં માત્ર અગિયાર જ હતાં....અને તે પણ આરસનાં હતાં.

ભવનના મુખ્ય દ્વાર પાસે ચપલા આવી ગઈ હતી. તે વસ્ત્રપરિવર્તન કરવા પણ રોકાઇ શકે તેમ નહોતી.

તેણે પોતાના હાથમાં કેવળ એક પુષ્પમાળા રાખી હતી; નયનોમાં વસી ચૂકેલા એક અજાણ્યા નવજવાન મુનિનો સત્કાર કરવા પણ તેને એ ખબર નહોતી કે જૈન મુનિઓ સચેત વસ્તુઓનો સ્પર્શ કરવામાં પણ અહિંસાનો ભંગ જોતા હોય છે!

જે પુરુષે ચપળાના નારીહૃદયમાં મિલનની ઝંખનાની એક લહર દોડાવી હતી તે પુરુષ અત્યારે નીચી દષ્ટિએ સોપાનશ્રેણી ચડી રહ્યો હતો. ચપળા ઉલ્લાસભરી નજરે મુનિને જોઇ રહી હતી.

ચપળાને એ ખબર નહોતી કે જૈનમુનિ ભવનમાં આવી શકતા નથી. માત્ર દ્વાર પાસે જ ઊભા રહે છે!

મુનિ નંદિષેણ દ્વાર પાસે જેવા ઊભા રહ્યા કે તરત ચપળા બોલી ઉઠી: મૃદુમધુર અને કંઈક કંપિત સ્વરે: ‘પધારો સ્વામી, હું આપનું સ્નેહભાવ વડે સ્વાગત કરું છું.’

મુનિના મનમાં થયું. આ કોઈ શ્રાવકનું ભવન નથી લાગતું. નહિ તો આ રીતે કોઇ બોલે નહિ. તેઓએ ચપળા સામે દષ્ટિ કરતાં જ કહ્યું: ‘ધર્મલાભ’

ધર્મલાભ ! ચપળાના હૈયામાં પળ માટે ફફડાટ થઈ ગયો....બંને હાથ વડે પકડેલી માળા ધ્રુજી ઉઠી....તેણે મધુર સ્વરે કહ્યું : 'સ્વામી, આ માળાનો સ્વીકાર કરીને મને કૃતાર્થ કરો....'

મુનિએ એવા જ ગંભીર સ્વરે કહ્યું : 'ભદ્ર, અમારાથી પુષ્પોનો સ્પર્શ પણ ન થઈ શકે... હું ગોચરી માટે આવ્યો છું. નિર્દોષ આહાર હોય તો વહોરાવો.'

'નિર્દોષ આહાર....?' ચપળાએ સમજણના અભાવે પ્રશ્ન કર્યો.

'જેમાં કંદમૂળ કે અખાદ્ય દ્રવ્ય ન હોય....જે રાતવાસી પણ ન હોય, જે અમારા નિમિત્તે બનાવેલ ન હોવું જોઈએ.'

ચપળા અવાક્ બની ગઈ.

કેતકીએ કહ્યું : 'મુનિરાજ, આપ અંદર પધારો ....આપ દર્શાવો છો એવો જ નિર્દોષ આહાર દેવી ચપળા આપને વહોરાવશે.'

'કોઈ ગૃહસ્થના ભવનમાં મુનિ આવી ન શકે.... હું અહીં જ ઊભો રહીશ.' મુનિએ શાંત સ્વરે કહ્યું અને ચપળા સામે નજર કરી.

ચપળાની આશ્ચર્યમધુર દૃષ્ટિ મુનિનાં હૃદયને વીંધી રહી હતી.

અને મુનિને ભગવાને ભાખેલા ભાવિનું સ્મરણ થયું... ઓહ્ !

## ૬

## ભોગનો પંથ...

'સ્વામી, આપ અંદર પધારો....આપની તેજસ્વી કાયાને આવો વેશ શોભતો નથી....આપે મને ધર્મલાભ આપ્યો....પરંતુ...'

'હું સમજ્યો નહિ....ત્યાગીઓ પાસે ધર્મલાભ આપવા સિવાય બીજું કંઈ ન હોય!'

'આપ અંદર પધારવાની કૃપા કરો તો હું આપને સમજાવું.'

મુનિ નંદિષેણ વિચારમાં પડી ગયા.

એક તરફ અગિયાર વર્ષનું તપ હતું....બીજી તરફ ભગવાને ભાખેલું ભાવિ હતુ અને આંખ સામે એક નવયૌવના અનિદ્ય સુંદરી ઊભી હતી....

'પધારો સ્વામી...' રૂપાની ઘંટડી જેવા શબ્દો મુનિના કાન પર અથડાયા.

ભોગાવલી કર્મનો ઉદય થઈ ચૂક્યો હતો....જ્ઞાન અને તપનાં તેજ જાણે ભોગાવલી કર્મની ચાદર પાછળ છૂપાઈ રહ્યાં હતાં... મુનિ નંદિષેણ આજ પર્યંત છેલ્લા અગિયાર વર્ષથી કદી કોઈ ગૃહસ્થોના ભવનમાં ગયા નહોતા ... એટલું જ નહિ પણ આટઆટલા વર્ષના દીક્ષાકાળમાં તેઓએ કોઈપણ નારી સામે આ રીતે દૃષ્ટિ સરખીયે નહોતી કરી અને સતત જાગૃત રહેવામાં જ પોતાનું હિત જોતા હતા.

અનિંદ્ય સુંદરીના આવકાર પાછળ કોઇ અભિનય નહોતો....એ વાણી જાણયે હૈયાના ઉંડાણમાંથી બહાર નીકળી રહી હતી.

'સ્વામી....મારા પર કૃપા કરો....જીવનમાં આજ પ્રથમ વાર હું આ રીતે એક સુપુરૂષના દર્શનથી ધન્ય બની છું. મારી ઉર ભાવનાનો સત્કાર કરો.' ચપળાએ કહ્યું.

'ચાલો....' નવજવાન મુનિ જાણયે મંત્રમુગ્ધ બની બોલી ઊઠયા. તેઓએ એક કદમ આગળ વધીને ઉંબરો વટાવ્યો.

એજ વખતે હર્ષ અને ભાવનાના આવેશથી ઉત્ફુલ્લ બનીને ચપળાએ પોતાના હાથમાં રહેલી પુષ્પ માળા મુનિના કંઠમાં આરોપી દીધી અને મુનિ ધ્રુજી ઉઠયા....

પણ વળતી જ પળે ચપળા મુનિના આગળ વધેલા જમણા ચરણ પર હાથ મૂકીને લળી પડી.

કોમળ મધુર હાથનો પ્રથમ સ્પર્શ ! હૃદય કંપતું હતું છતાં મનમાં એક માધુરી ઉભરાવતી લહર દોડી ગઇ...આમ છતાં અભ્યાસવશ તેઓ બોલી ઉઠયા : 'ધર્મલાભ !'

ચપળા ઉભી થઈ ગઈ અને મધુર હાસ્ય સહિત બોલી ઉઠી : 'સ્વામી, આ સ્થળે ધર્મલાભ શરમાય છે.'

મુનિ પ્રશ્નભરી નજરે ચપળા સામે જોઈ રહ્યા.

ચપળાએ કહ્યું : 'અમારા માટે અર્થલાભ સિવાય અન્ય કોઇ આશીર્વાદ મોટો નથી...

'ઓહ !' કહીને મુનિએ મનમાં સંકલ્પ કર્યો અને પ્રાપ્ત થયેલી લબ્ધિનું સ્મરણ કર્યું. વળતી જ પળે બે હાથ દૂર એક લાખ સુવર્ણમુદ્રાઓનો ઢગલો ઝણઝણી ઉઠયો...

કેતકી ચમકી ઉઠી.

જરા દૂર ઉભેલી બીજી બે પરિચારિકાઓ પણ આશ્ચર્યમુગ્ધ બની ગઇ.

ચપળા તો પળ માટે ધ્રુજી ઉઠી પણ મુનિની આવી અદ્ભુત શક્તિ જોઇ ને તે પ્રેમાવેશમા ભાન ભૂલેલી નાર માફક મુનિને વળગી પડી.

મુનિ નંદિષેણ...રાજ, સુખ અને વૈભવનો ત્યાગ

કરીને સર્વત્યાગી બન્યા હતા....અગિયાર અગિયાર વર્ષની કઠોર સાધના પછી આજ પહેલી વાર–વૈભવના પંથે ચડી ચૂકયા હતા.

નવયૌવના ચપળાનો સ્પર્શ અતિ સુખદ જણાયો ...બે પળ માટે તેઓ સ્થિર બની ગયા....અને તરત તેમના મનમાં થયું; 'સર્વજ્ઞ ભગવંતની વાણીને જગતમાં કોઈ મિથ્યા કરી શકયું નથી. જે ભોગ વિલાસ ભોગવવા બાકી હતા તે અહીં જ પૂરા થવા સર્જાયા લાગે છે.'

મુનિએ હાથમાંનું કાષ્ઠપાત્ર એક તરફ મૂકતાં કહ્યું: 'આ અર્થલાભથી સંતોષ થયો દેવી?'

'આપ સમા સમર્થને શું અશકય છે!' ત્યાર પછી અતિ દુ મધુર સ્વરે કહ્યું: 'સ્વામી, મારું નામ ચપળા છે....'

'નામ અતિ અર્થબોધક છે....આ મારું પાત્ર એક તરફ મૂકાવી દો....'

ચપળાએ કેતકી સામે જોઈ ને કહ્યું: 'કેતકી, મારા પ્રાણનાથ માટે ઉત્તમ વસ્ત્રો....અલંકારો તૈયાર કરો.... મારા સ્નાનઘરમાં એમના સ્નાનની વ્યવસ્થા કરો....પણ ઊભી રહે... કોઇ દાસને પ્રથમ રવાના કર....ને એક નાઈને બોલાવી લાવે....'

'જી....' કહીને કેતકીએ મસ્તક નમાવ્યું.

ચપળાએ કહ્યું: 'સાંભળ, મારા વલ્લભને હું પોતે

જ સ્નાન કરાવીશ....પાકશાસ્ત્રીને કહે કે ઉત્તમ ભોજનની વ્યવસ્થા કરે....જરાયે વિલંબ ન થવો જોઇએ.'

દેવીની આજ્ઞાઓ લઈને કેતકી ત્વરિત પગલે ચાલી ગઇ....

ચપળાએ મુનિ સામે જોઈ ને કહ્યું: 'સ્વામી, અંદર પધારો....'

નંદિષેણ ભારે વિચારમાં પડી ગયા હતા. કલ્પનામાં પણ ન આવે એવી રીતે તેઓ ચપળાના ભવનમાં એક ક્ષુદ્ર માનવી જાણે બની ગયા હોય એમ તેમને લાગવા માંડયું. તેઓ બોલ્યા: 'ચપળ, હું તારી પાછળ આવીશ.... આવ્યા વગર છૂટકો પણ નથી....કારણ કે મારા નયન પલ્લવમાં આજ પ્રથમવાર તુ સમાઈ ગઈ છે....છતાં મારાં તપ અને જ્ઞાનને મારે ન ભૂલવા જોઈએ.'

ચપળા અશ્રુભરપુર નજરે મુનિ સામે જોઈ રહી.

મુનિએ કહ્યું: 'તારી સાથે આવતા પહેલાં તારે મારી કેટલીક વાતો સ્વીકારવી પડશે.'

'પ્રથમ આપ મારા શૃંગાર ભવનમાં પધારો ..સ્નાન-ભોજનથી નિવૃત થાઓ....પછી આપ જે આજ્ઞા કરશો તે હું મસ્તકે ધારણ કરીશ....આપ જો મારો પ્રાણ ઇચ્છતા હશો તો તે પણ હસતા હૈયે અર્પણ કરવામાં મારા જીવતરની સાર્થકતા માનીશ.'

'કોઈના પ્રાણની મને ભૂખ નથી. ચાલો.'

ચપળા ભવનની ત્રીજી ભૂમિ પર આવેલા પોતાના શૃંગાર ખંડમાં મુનિને લઈ ગઇ.

એક સુવર્ણ જડિત આસન પર પ્રિયતમને બેસવાની પ્રાર્થના કરી.

મુનિ આસન પર બેસી ગયા.

એજ વખતે એક પરિચારિકા એક વાણુંદને લઈને આવી પહોંચી.

ચપળાએ પોતાના શૃંગાર ભવનમાં જ વાણુંદને દાખલ થવા દીધો અને વાણુંદે નવજવાન મુનિના વાળ જે અવ્યવસ્થિત અને વધુ પડતા લાંબા હતા તે કાપીને સરખા કર્યા....દાઢી પણ વધી ગઈ હતી....શતપાક તેલવડે દાઢી પર મર્દન કરીને અસ્ત્રો ચલાવવો શરૂ કર્યો. મૂછો પણ વધી ગઇ હતી... દેવીની આજ્ઞા મુજબ મૂછો પણ સરખી અને સુંદર બનાવી.

કેતકીએ આવીને કહ્યું : ‘સહદેવી, સ્નાનજળ તૈયાર છે....’

વાણુંદને વિદાય કર્યો.

૭ બે શરત ?

**સ્નાનગૃહમાં** ચાર પરિચારિકાઓ સ્નાન સામગ્રી તૈયાર રાખીને ઊભી હતી, શતપાક તૈલ, મૃગમદાદિ ઉબટન, સ્નાનરાજ, ચંદનાદિ વિલેપન વગેરે વસ્તુઓ સુવર્ણના પાત્રમાં રાખવામાં આવી હતી. મનને તાઝગી આપે એવી સુગંધવાળું જળ પણ પાંચ કુંડાઓમાં રાખ્યું હતું.

ચપળા નંદિષેણમુનિને લઈને સ્નાનગૃહમાં દાખલ થઇ.

ત્યાં ઉભેલી પરિચારિકાઓએ મસ્તક નમાવ્યાં.

ચપળાએ મુનિને ઘણા જ ભાવ સાથે એક આરસના બાજઠ પર બેસાડયા.

ચપળાનો આવો ભાવ અને પ્રેમ નિહાળીને મુનિનું

ચિત્ત પોતાની સંચિત કરેલી જ્ઞાન–તપની સંપત્તિ પ્રત્યે જરા યે ખ્યાલ નહોતું રાખતું.

મુનિ નંદિષેણુની સાધના તો કેવળ અગિયાર વર્ષની હતી. તેઓ એક મહાન રાજવંશમાંથી નીકળ્યા હતા. ભગવાને ભાખેલાં ભાવિ સામે જાણે મેદાને પડયા હતા, અને હજી યૌવન ખિલતું હતુ. અક્ષુણ્ણ હતું. પરંતુ મહા તપસ્વી મહાત્મા વિશ્વામિત્રની સાધના કંઈ અલ્પ નહોતી. સાઠ સાઠ હજાર વર્ષના તપની અજોડ સિદ્ધિ પ્રાપ્ત કરી હતી....આ સિદ્ધિ આગળ ઈન્દ્રનું આસન પણ તુચ્છ બની ડોલવા માંડયું હતું....તેઓએ યૌવનને પચાવ્યું હતું....તેઓ પણ એક મહાન રાજવંશી હતા... દેહનું દમન કરવામાં અતિ કઠોર હતા. રાજર્ષિ મટીને બ્રહ્મર્ષિ બની શકયા હતા. આવા દિવ્ય તેજો-મય તવસ્વી પણ મેનકા આગળ લાચાર બની ચૂકયા હતા.

ખરેખર નારી જેમ તપની પ્રેરણા છે તેમ તપનો પરિહાસ પણ છે. નારીના રૂપયૌવન આગળ કોને પાગલ નથી થવું પડતું ? રાજકુમાર નંદિષેણુની તાકાત કેટલી ?

ચપળાએ પોતાના કોમળ હાથ વડે મુનિની કાયા પર તૈલમર્દન કર્યું. નવયૌવના નારીનો સ્પર્શ કેટલો મધુર અને આકર્ષક છે એનું ભાન નંદિષેણુને જાણે આજે જ થયું હતું.

તૈલમર્દન પછી કામ પ્રદિપક ગણાય એવું કસ્તુર્યાદિ ઉબટન ચપળાએ હાથમાં લઈને મુનિના દેહ પર ચોળ્યું.

કેતકી અને અન્ય પરિચારિકાઓ અવાક્ બનીને જોઈ રહી હતી. તેઓના મનમાં થયું કે દેવીના ચરણ કમળને ચૂમવા કોટયાધિપતિઓ આવતા હોય છે પણ દેવીએ આટલા વર્ષોમાં કોઈ પુરુષની બરદાસ કરી નથી. આજ દેવીને શું થઈ ગયું હશે ? દેવી પોતાનું ગૌરવ વિસરી જઈને એક સામાન્ય નારીમાં પલટાઈ ગયા છે ?

તૈલમર્દનથી મુનિની કાયા પર વળગેલો મેલ કુણો પડ્યો હતો. ઉબટનના સ્પર્શથી એ મેલને વિદાય લેવાનું મન થયું હતું અને જ્યારે ખૂબ ચોળીને ચપળાએ પ્રિયતમને નવરાવ્યા ત્યારે તો મુનિની દેહકાંતિ હતી તે કરતાં સહસ્ર ગણી જાણે ખીલી ઉઠી.

કામિનીના મનમાં થયું દેવી શ્રમિત થઇ ગયા લાગે છે તે અંગલુછણ લેતાં બોલી : ‘ મહાદેવી, આપ શ્રમિત થયાં લાગો છો. લાવો, હું મહારાજને અંગલૂછણ કરું.’

‘ નહિ કેતકી. પ્રિયાને પોતાના પ્રિયતમના સ્પર્શથી નવું બળ મળે છે.’ આમ કહી તેણે મુનિની કાયા લૂછી નાખી.

ત્યારપછી મુનિના દેહ પર ચંદનાદિ વિલેપન કર્યું. મુનિ ઊભા થયા.

એક પરિચારિકાએ ઉપવસ્ત્ર આપ્યું.

મુનિએ કાયા પર વીંટી લીધું....ચોળપટક રતાનાગારમાં પડી રહ્યો....તપ, સંયમ અને તેજનો સાથીદાર અપમાનિત બનીને જાણે ઢળી પડયો.

ચપળા મુનિમાં એટલી બધી મુગ્ધ થઈ હતી કે હજી સુધી તે પ્રિયતમનો પરિચય પણ મેળવી શકી નહોતી.

તે મુનિને વસ્ત્રગૃહમાં લઇ ગઈ. ત્યાં બે સુંદર પરિચારિકાઓ વસ્ત્રના અને અલંકારના થાળ લઈને રાહ જોતી ઊભી હતી.

કૌશેયની આછા લીલા રંગની ધોતી, આછા કેસરી રંગનું ઉતરીય, ઉત્તમ પ્રકારના અલંકારો !

વસ્ત્રધારણ કરાવ્યા પછી ચપળાએ પોતે સ્વામીને અલંકારો પહેરાવવા માંડયાં. રત્નજડિત મુદ્રિકાઓ, રત્નનો પુરુષોચિત્ત હાર... સુવર્ણનાં કડાં... સુવર્ણનો કંદોરો ! નીલમ મુક્તાનો કંઠો !

નંદિષેણ આવા અર્પણ ભાવને જોઈ મુગ્ધ બની ગયા હતા. તેમણે પોતાને પ્રાપ્ત થયેલી લબ્ધિનો ઉપયોગ કર્યો અને વસ્ત્રગૃહમાં લક્ષાધિક સુવર્ણમુદ્રાઓના ચાર ઢગલા થઈ ગયા.

'સ્વામી....!'

'કેમ ચપળ, તું અર્થલાભ ઇચ્છે છે ને?'

'એ તો ક્યારનો મળી ગયો....હવે....'

'શું ?'

'ભોગનો આનંદલાભ !'

લજ્જારક્ત વદને ચપળાથી બોલાઈ જવાયું.

મુનિએ કંઈ ઉત્તર ન આપ્યો....પણ મધુર હાસ્ય બિછાવ્યું. ચપળા પ્રિયતમના અંકમાં છૂપાઈ ગઈ....

ત્યાં ઉભેલી દાસીઓ પણ આશ્ચર્ય વિમૂઢ બની ગઈ. શું દેવીએ આ નવજવાન જાદુગરને આ રીતે ધન મેળવવા માટે ફસાવ્યો હશે ?

અંકમાં છૂપાયેલી ચપળાએ મૃદુસ્વરે કહ્યું : 'સ્વામી, આપે મને આપનો પરિચય આપ્યો જ નહિ.'

'તારો પરિચય પણ તેં ક્યાં આપ્યો છે ?'

'સ્વામી, હું આ નગરીની અને પૂર્વ ભારતની સુવિખ્યાત ગણિકા છું.'

'હું એક મહારાજ્યનો રાજકુમાર હતો....મારું નામ નંદિષેણ....પણ આપણો સાચો પરિચય તો જુદો જ છે.'

'હું સમજી નહિ.'

'હું તને ગણિકારૂપે કદી નહિ જોઉં. એક જાજ-રમાન નારીરૂપે તું મારી સામે આવી છે. ને હું એક પરદેશી નવજવાન રૂપે તારી સામે આવ્યો છું....હું

તારામાં દિવાનો બન્યો... તું મારામાં દિવાની બની. મેં મારી સંપત્તિ જતી કરી....તેં તારું ગૌરવ જતું કર્યું....'

એ જ વખતે એક પરિચારીકાએ આવીને વિનમ્ર સ્વરે કહ્યું: 'મહાદેવી, ભોજનનો થાળ તૈયાર છે.'

ચપળા તરત પ્રિયતમને લઈને પોતાના ખંડમાં આવી. ભોજનનો થાળ તૈયાર હતો. ચપળાએ ઘણા જ ભાવથી ભોજન કરાવ્યું.

ભોજનાદિથી નિવૃત્ત થયા પછી મુખવાસ ધારણ કરીને એક આસન પર બેસતાં નંદિષેણે કહ્યું: 'ચપળ, તને યાદ છે. મારી કેટલીક શરત સાંભળ્યા પછી હું તારે ત્યાં રહી શકીશ.'

'હા સ્વામી, મેં કહ્યું હતું કે આપ પ્રાણ માગશો તો પણ પાથરી દઈશ.'

'મારી શરત બહુ કઠિન નથી. તારા ભવનમાં માંસાહાર, મદિરા કે અખાદ્ય સામગ્રી હશે તો હું ચાલ્યો જઈશ. તારાથી પણ આ વસ્તુઓ લઈ શકાશે નહિ.'

મારા ભવનમાં માંસાહાર થતો જ નથી.. મૈરેયપાન તો મારા વ્યવસાયનું એક અંગ છે. પરંતુ આજથી મૈરેય હંમેશ માટે દૂર થશે... હું પણ મદિરાથી દૂર રહીશ'

'મને આનંદ થયો. મારી બીજી અહીંની શરત પણ સહજ છે. હંમેશ અહીં આવનાર માણસોને પ્રતિબોધ પમાડયા વગર હું ભોજન નહિ લઉં.'

'આવી શરત ?'

'હા ચપળા, ભોગ કરતાં ત્યાગ મહાન છે....મહાન વસ્તુ મારા હૈયામાંથી દૂર ન થાય એની મારે કાળજી રાખવી જોઈએ.'

'રોજ આવનાર વ્યક્તિને આપ કેવી રીતે પ્રતિબોધ આપશો ?'

'તારે ત્યાં અનેક પુરુષો આવતા જ હોય છે. હું તેઓને ત્યાગ માર્ગે અવશ્ય વાળીશ....જે દિવસે હું નહિ બૂઝાવી શકું. તે દિવસે મારે ભોજનનો ત્યાગ કરવાનો રહેશે....આમાં તારે કશું ગુમાવવાનું નથી.'

ચપળાએ સ્વામીની આ શરત સ્વીકારી લીધી અને કહ્યું : 'હવે....'

'કંઈ નહિ....'

'તો આપ આરામ કરો... હું મૈરેયના સંગ્રહનો નાશ કરાવીને આવું છું....' કહી ચપળા પ્રસન્ન હૃદયે ખંડ બહાર નીકળી ગઈ.

ભોગ વિલાસમાં પસાર થતો સમય ક્યારે ચાલ્યો જાય છે, તેની કલ્પના પણ માનવીને આવતી નથી.

નવજવાન નારી. નવજવાન પુરુષ....વિલાસનાં અનંત ઉપકરણો....અને ચપળાના મદભર યૌવનની કવિતા !

પ્રત્યેક રાત ઋતુરાજના ઉપવનની સૌરભ બની જતી. પ્રિયા અને પ્રિયતમ સિવાય સંસારમાં કોઈની જરૂરત નથી, એવું વાતાવરણ સજીવ બની જતું.

આમ કરતાં કરતાં સપ્તાહો નહિ મહિનાઓ વીતી ગયા. અને મહિનાઓ પણ જાણે વિસ્મૃતિનાં વાદળદળ વચ્ચે છુપાઇ ગયાં,...અને ચાર ચાર વરસો પસાર થઈ ગયાં. ચપળાને શ્રેષ્ઠ પુરુષ પ્રાપ્ત થયાનો સંતોષ હતો અને

કુમાર નંદિષેણના દિલમાં શું હતું તે કોઈથી કલ્પી શકાતું નહોતું.

ભવનમાંથી અખાદ્ય સામગ્રી અને મદિરા દૂર થઈ ગયાં હતાં. પોતે લીધેલા નિયમ મુજબ હંમેશ આવતા માનવીને નંદિષેણ પ્રતિબોધ આપતા અને તેઓને સર્વ ત્યાગના માર્ગે ચડાવવા ભગવાન મહાવીર પરમાત્મા પાસે મોકલી આપતા.

ચપળાનો પ્રિયતમ અતિ સુંદર છે, એની વાણીનો પ્રભાવ અપૂર્વ છે અને પોતે ભોગવિલાસમાં ગળાબુડ રહેવા છતાં હંમેશ સર્વ કોઇને ત્યાગના પંથે વાળે છે. આ વાત માત્ર નગરીમાં નહિ પણ સમગ્ર પૂર્વભારતમાં પ્રચારિત થઈ ગઈ હતી....અને આવા પ્રિયતમને નિહાળવા કૌતુહલવશ બનીને પણ ઘણા લોકો ચપળાના ગણિકા-વાસમાં આવી ચડતા.

સવારે સ્નાનાદિથી નિવૃત્ત થઇને નંદિષેણ પહેલી ભૂમિના બેઠકખંડમાં આવતાં....એમને મળવા આવેલાઓ-માંથી જ તેઓને અર્થગંભીર બોધ આપીને તેના પ્રાણમાં વૈરાગ્યની મશાલ પ્રગટાવતા. આમ છેલ્લાં ચાર વર્ષથી અવિરત કાર્ય થઈ રહ્યું હતું....અનેક જુવાનો અને પ્રૌઢો નંદિષેણના વાણીપ્રભાવને વશ બનીને સર્વત્યાગના પંથે કુચ કરી ચૂકયા હતા.

ચાર–ચાર વસંતો વિદાય થઈ ચૂકી હતી અને પાંચમી વસંતની ઉષા પ્રગટી ચૂકી હતી.

ઘણીવાર તો ચપળાને પણ આશ્ચર્ય થતું કે સ્વામી પાસે એવો કયો જાદુ છે કે હમેશ અનેકોને પ્રતિબોધ આપીને જે માર્ગેથી પોતે પાછા વળ્યા છે તે માર્ગે મોકલી શકે છે?

અને બીજો પ્રહર પુરો થાય તે પહેલાં જ નંદિષેણ ત્રીજી ભૂમિ પર ચાલ્યા જતા... ચપળાના સ્નેહપાશમાં બંધાઈ જતા અને જાણે પોતે રસસમ્રાટ બની ગયા હોય એમ મસ્તીમાં આવી જતા....

એક દિવસનો પ્રસંગ છે.

વસંત પુરબહારમાં ખીલી હતી. વિવિધ પુષ્પોની સૌરભ વડે સમગ્ર ભવન જાણે ભભકી રહ્યું હતું. પણ આજ એક વાતનું આશ્ચર્ય હતું. ચપળાના પ્રિયતમનો ઉપદેશ સાંભળવા એક એવો માનવી આવ્યો હતો....અને નંદિષેણ એ જ નગરીનો સુવર્ણકાર જે એમનો ઉપદેશ સાંભળવા આવ્યો હતો તેને પ્રતિબોધ પમાડી રહ્યા હતા.

પરંતુ બીજો પ્રહર પુરો થયો છતાં સુવર્ણકારના હૈયામાં ત્યાગરૂપી અમૃતનું સિંચન ન થયું તે બે હાથ જોડી ઊભો થયો અને બોલ્યો: 'આપની વાત ઘણી જ ઉત્તમ છે. આપે સંસારનું જે સ્વરૂપ કહ્યું તે માનવીના હૈયાને વિંધી નાખે તેવું છે, પરંતુ આપે જે શાશ્વતસુખની વાત કહી તે માત્ર અપ્રત્યક્ષ કલ્પના જ છે....પ્રત્યક્ષ સુખ અને આનંદ તો સંસારમાં પડયો છે. પ્રત્યક્ષ સુખનો ત્યાગ

કરીને અપ્રત્યક્ષ સુખની કલ્પના પાછળ દોટ મૂકવા મારું મન તૈયાર થતુ નથી.'

સોનીના આ શબ્દો સાંભળીને નંદિષેણ ચમકી ઉઠ્યા. તેઓ બોલ્યા : 'ભાઇ, તું થોડું ધૈર્ય રાખ, તું જેને પ્રત્યક્ષ સુખ કહે છે તે પણ એક કલ્પના માત્ર છે, સુખ નથી પણ કેવળ સુખાભાસ છે....તું બેસ....હું તારા મનનો સંશય દૂર કરું.'

સોનીએ કહ્યું : 'આપ મારા મનનો સંશય કેવી રીતે દૂર કરી શકશો? મારા મનમાં કોઇ સંશય જ નથી. અને ભગવાન ચાર્વાકનો હું આરાધક છું, પ્રત્યક્ષ વાદ સિવાય બીજી બધી કલ્પના જ છે એમ પ્રમાણિકપણે માનું છું.... અત્યારે તો મધ્યાહ્ન કાળ થઈ ગયો છે...હું આવતીકાલે આપની પાસે આવીશ.'

આમ કહીને સોની ચાલ્યો ગયો. નંદિષેણ ત્યાં ને ત્યાં બેસી રહ્યા....આજ તેઓ ભોજન લેવા કેવી રીતે જઈ શકે?

ત્રણ ઘટિકાઓ વીતી ગઈ. પ્રિયતમની રાહ જોઈ રહેલી પ્રિયા અકળાઇ ઉઠી હતી. આજ સ્વામીને આટલો વિલંબ કેમ થયો હશે? તેણે બે વાર કેતકીને તપાસ કરવા મોકલી હતી. તે વખતે નંદિષેણ સ્વર્ણકારને ઉપદેશ આપતા હતા. નિત્ય કરતા ઘણો સમય ગયો છે એમ જાણી ચપળા પોતે સ્વામીને બોલાવવા નીચે આવી.

નંદિષેણુ વિચારમગ્ન વદને આસન પર બેઠા હતા, ખંડમાં બે સેવકો ઊભા હતા....એ સિવાય અન્ય કોઈ નહોતું....અને ભવનની સ્વામિનીને ખંડમાં દાખલ થતી જોતાં જ બંને સેવકોએ મસ્તક નમાવ્યાં. નંદિષેણે પ્રસન્ન નજરે પ્રિયતમા સામે જોયું.

ચપળાએ નજીક આવીને કહ્યું: 'પ્રિયતમ, હવે પધારો....આજ તો ઘણો વિલંબ થઇ ગયો છે....હું પણ ક્ષુધાથી પીડિત બની ગઇ છું.'

'પ્રિયે, તું ભોજન કરી લે....આજ હું પ્રતિબોધ આપી શકયો નથી... એક નાસ્તિક સ્વર્ણકાર આવ્યો હતો પણ તે સમજ્યો નહિ....'

'ઓહ્ !' કહીને ચપળાએ નંદિષેણુના ખભા પર હાથ મૂકયો અને કહ્યું: 'પણ આપના વગર હું કેવી રીતે ભોજન લઈ શકીશ ?'

'પ્રિયે, મારી શરત તો તું જાણે છે ને ?'

ચપળાએ વિનોદભર્યા સ્વરે કહ્યું: 'હવે ઉઠોને ! આજ આપ પોતે જ પ્રતિબોધ પામ્યા છો એમ માની લેજો....ચાલો જમી લઈએ.'

કેવળ નિર્દોષ ભાવે કહેવાયેલા આ શબ્દોએ નંદિ-ષેણુના પ્રાણને ખળભળાવી મૂકયો....ઓહ્ મારી આ દશા ? હું એક સર્વત્યાગના પંથનો પથિક અને રાગના કાદવમાં ખુંચી ગયો ? હું અન્ય કોઈ ને પ્રતિબોધ આપતો

રહ્યો....છતાં મારા અંતઃકરણને ન સમજાવી શક્યો ?" ના....ના....ના....

નંદિષેણ એકદમ ઊભા થઈ ગયા અને બોલ્યા: 'ભદ્રે, જે પરિજનો કે સ્નેહીઓ માનવીને અંધકારમાં પ્રકાશ તરફ વળવાની પ્રેરણા આપે છે તે જ સાચા હિતસ્વી ગણાય છે....આજ હું તારો આભાર માનું છું....તેં મારા પર મહાન ઉપકાર કર્યો છે. રાગના કાદવમાથી આજ તેં મને બહાર ખેંચી કાઢયો છે....ધર્મ-લાભ....ધર્મલાભ....!'

ચપળા કંપી ઊઠી !

નંદિષેણે બધા અલંકારો કાઢી નાખ્યા....ઉત્તરીય ફેંકી દીધું....

ત્યાં તો કેતકી આવી પહોંચી.

નંદિષેણે કેતકી સામે જોઇને કહ્યું: 'ભદ્રે, મને એક કાષ્ઠપાત્ર આપ....મળી શકે તો એકાદ કોઈ જીર્ણ શ્વેત વસ્ત્ર આપ....'

'સ્વામી....' ચપળાથી ચીસ નખાઈ ગઈ.

નંદિષેણે કહ્યું: 'ભદ્રે, પ્રતિબોધ આપનારાઓ આ રીતે કંપે નહિ....આજ તેં મને પ્રતિબોધ આપ્યો છે.... મારા પર મહાન ઉપકાર કર્યો છે....ઉપકારીને વિચલિત થવાનું કોઈ કારણ નથી.'

કેતકી એક શ્વેત વસ્ત્ર લઈ આવી....મુનિજીવન-વખતનું કાષ્ઠપાત્ર પણ લઈ આવી.

શ્વેત વસ્ત્રનો ચોળપટ્ટક પહેરીને નંદિષેણ વિદાય થઇ ગયા....

ભગવાન મહાવીર પરમાત્માના ચરણકમલમાં મસ્તક નમાવીને ફરી વાર પ્રવ્રજ્યા લેવા તે ચાલતા થયા....

ચપળા મૂર્છિત બની ગઈ હતી.

## ઉપસંહાર

આર્ય નંદિષેણ ભગવાન મહાવીર પરમાત્મા પાસે જાય છે. અને પોતે મુનિ જીવનમાંથી ચલિત થયા તે અંગેનું પ્રાયશ્ચિત માગે છે. ભગવાન પ્રસન્ન ચિત્તે નંદિષેણને ફરીવાર દીક્ષા આપે છે....

અને મુનિ નંદિષેણ ઉગ્ર તપશ્ચર્યાનો આરંભ કરે છે....



એક નાકડી મોહરેખા માનવીને
ભવોભવની રઝળપાટ કરાવે છે.
સંસારના રંગ જ નિરાળા છે....
મોહ, માયા, સુખ, વૈભવ ભૌતિક
લાલસા વગેરે માનવીએ ઉપજાવી
કાઢેલા એક જાતના રમકડાં છે.

## ૧

**માનવી** જ્યારથી સમજણો થાય છે ત્યારે અનેક પ્રકારની લાગણીઓ અનુભવતો હોય છે જેમકે લોભ, મોહ, ત્યાગ, સ્વાર્થ, પ્રેમ, દયા અને ઉપકાર....

આ સઘળા સંસારના બંધનો ગણો તો જરાય ખોટું નથી. માનવીના સ્વભાવમા ઈર્ષ્યાનો દાવાનળ ભભુકતો હોય ત્યારે ધનોતપનોત થઈ જાય છે વૈરનો અગ્નિ માનવીના જીવતરને નષ્ટ કરે છે. ત્યારે પરોપકાર તો લાગણીના સ્પંદનોની એક વિશિષ્ટ તસ્વીર છે. બીજા પર ઉપકાર કરનાર માનવી પોતાના આત્માને પણ કૃતાર્થ કરે છે. પરોપકાર બે રીતે થઈ શકે છે પ્રથમ દ્રવ્યથી. જેમકે દાન કરવું, ખાનપાન વિગેરે જ્યારે બીજો પ્રકાર છે ભાવોપકાર....દુઃખથી પીડાતા પ્રાણીઓ પર ઉપકાર કરીને જ્ઞાનબોધ આપવો તે. સમ્યગ્દર્શનની પ્રાપ્તિ કરવી, સચ્ચારિત્ર શીખવવું અથવા સંયમ શીખવવો એનુ નામ જ ભાવોપકાર.

ભાવોપકાર તો તીર્થંકરો, આચાર્યો, મહર્દ્ધિક ગણધરો

તથા ઉપાધ્યાયો કરી શકે છે. અને બીજા નિર્મળ પ્રકારોને પામેલા મુનિઓ પણ કરી શકે છે.

આમ માનવીના જીવતરમાં પરોપકારવૃત્તિ તો અમુક અંશે રહેલી જ હોય છે.

જે નગરીની પ્રજા સમૃદ્ધ અને સુખી હોય તેને કુશી પાંતીનું દુઃખ ન હોય....

ભોગપુરની જાહોજલાલી ચંદ્રની ચઢતી કળાની માફક વિકસી હતી. વિશાળ નગર અનેક પ્રાસાદોથી શોભાયમાન હતું. આસપાસ નાના નાના આમ્રકુંજો, ઉપવનો, નગરીની દક્ષિણે વહી જતી નિર્મળ સરિતા.... અને શ્રેષ્ઠિઓ વિશાળ ભવનો દર્શકો માટે દર્શનીય બની જતા. અનેક મંદિરો, જીનાલયો આ નગરીની શોભારૂપ હતા.

નગરીની પૂર્વે ભોગપુરના મહારાજા શ્રી ભરત રાજાનો વિશાળ રાજમહેલ આવેલો હતો. રાજભવનની કલાત્મક કોતરણી ભવ્ય હતી. સાત સોપાનશ્રેણીથી શોભતો આ મહેલ નગરીની શોભારૂપ હતો રાજમાર્ગ પણ વિશાળ અને સ્વચ્છ હતો. નગરીની બજારો પણ સુંદર હતી. આજુબાજુના ગ્રામવાસીઓ માલ ખરીદ કરવા અહીં આવતા....

આ રીતે ભોગપુર નગરીનો ધંધાકીય વિકાસ પણ સુંદર રીતે થયો હતો. લુંટફાટનું નામ નહોતું. વેપારીઓ

વ્યાજબી ભાવે માલ વેંચતા....નફાનું ધોરણ સામાન્ય હતું. આમ સઘળો વ્યવહાર નિયમીતપણે ચાલતો હતો.

નગરીના મહારાજાધિરાજ શ્રી ભરત સસક્ત, આરોગ્યનિષ્ઠ, પરોપકારી અને શુરવીર હતા. રાજાનું પ્રતાપી વ્યક્તિત્વ હતુ. નગરીના લોકો પોતાને શ્રેષ્ઠ મહારાજા મળ્યા બદલ આનંદ પામતા હતા.

મહાદેવી સુલોચના મહારાજા શ્રી ભરતની પ્રીતિપાત્ર મહારાણી હતા. લાવણ્યમય રૂપ....ચતુર અને દરેક વાતે શ્રેષ્ઠ હતા. ઘણીવાર રાજ્યના વિકટ પ્રશ્નોમાં મહાદેવીની સલાહ પણ લેવાતી અને સુલોચના દેવી તેનો સરળ ઉકેલ પણ કરી દેતા....

આમ મહારાજા શ્રી ભરતને મહાદેવી પ્રત્યે અનોખી લાગણી, મમતા અને પ્રેમ હતો.

મહારાજા શ્રી ભરત શિકાર ખેલવામાં નાચ-તમાસો જોવામાં, ઉત્તમ સુદર રમણીઓ સાથે રહેવામાં કે ત્યાં જવામાં, જુગાર આદિક વ્યસનોથી તેઓ દૂર હતા.

રાજભવનમાં જ એક સુંદર ઉપવન બાધવામાં આવ્યું હતું. એક નાનું એવું જીનાલય પણ બાંધવામાં આવ્યું હતું. ખરેખર રાજભવનની શોભા અદ્વિતીય હતી.

પ્રાતઃકાળ થઈ ગયો હતો. ભરત રાજાએ પ્રાતઃકાળ વિધી પુર્ણ કરીને પોતાના ખંડમાં આવ્યા....ત્યારે

મહાદેવી સુલોચનાએ પ્રવેશ કર્યો અને પ્રશ્ન કર્યો: 'મહારાજ, આજ આપ વહેલા જાગી ગયા હતા....!'

'હા....પ્રિયે, આજે મારી નિદ્રા જરા વહેલી ઉડી ગઈ....અને આજે રાજસભામાં જવાનું છે. મહીચંદ સુતો છે.

'હા....મહી હજુ સુતો છે ગઈકાલનો તેને ઉજાગરો છે.'

'કેમ....કયાં હતો એ...?'

'મહીચંદ અને તેના મિત્રો આપણા જૂના રાજમહેલ ભણી ગયા હતા અને સંગીતનો એક જલસો ગોઠવ્યો હતો...'

'હવે મારે એના પર રાજ્યની જવાબદારી સોંપવી છે...તે ઘણો ચતુર અને તેજસ્વી છે...રાજકાર્યમાં સુંદર ભાગ લે છે...'

'હા...મહારાજ, આપ એક બીજી વાત ભુલી ગયા છો...

'કઈ વાત..? મહાદેવી.' ભરત રાજાએ પ્રશ્ન કર્યો.

'મહારાજ, યુવરાજ મહીચંદ યૌવનને આંગણે ઊભો છે. આપ તો જાણો છો કે યૌવન ઘણીવાર ન કરવાના કાર્યો કરી બેસે છે. અને માનવીના જીવતરમાં એવું કંઈ અને તે પહેલાં જ યુવરાજને પરણાવી દેવો જોઈએ ..'

'તારી વાત સાચી છે. યૌવન લપસણું છે. માનવી ક્યારે લપસી પડે તે કહેવાય નહિ...હું આજે જ મહામંત્રી સાથે વાતચીત કરી લઈશ.'

શિશમણુ પુર્ણું કર્યા બાદ ભરત રાજા અને મહાદેવી સુલોચના દેવી એક રથમાં બેસીને રાજસભા તરફ જવા વિદાય થયા.

યુવરાજ મહીચંદ પણ તૈયાર થઈને મહારાજા-મહાદેવીની સાથે ગયો.

રાજસભાનો મંડપ વિશાળ હતો. વચ્ચે વિશાળ ચોગાન હતું. રાજસભા ખીચોખીચ ભરેલી હતી નગર-શેઠ, શ્રેષ્ઠિઓ, મુખ્ય નિગમ નાયકો, આગેવાનો, ભાયાતો અને દરબારીઓ પોતપોતાના યથાસ્થાને બીરાજમાન હતા.

ભરત મહારાજા રાજસભામાં પ્રવેશ કરે તે પહેલા છડીદારે છડી પોકારીને મહારાજા ના આગમનનો સુર રેલાવ્યો. સર્વ સભાજનો ઊભા થઈ ગયા.

મહારાજા ભરતનું ભવ્ય સ્વાગત થયું. ભરત મહા-રાજની સાથે મહા પ્રતિહાર ચંદ્રસેન હતો. અને મહા-દેવી, યુવરાજ પણ સાથે જ હતા. સર્વને નમસ્કાર કરતાં મહારાજ સિંહાસન પર આવ્યા. અને બેઠક ગ્રહણ કરી. મહાદેવી મહારાજની બાજુમાં બેસી ગયા. યુવરાજ મહી-ચંદ રાજાની બાજુમાં જ એક આસન હતું તેમાં બેસી-ગયો. ત્યાર બાદ સર્વ સભાજનો મહારાજનો જયનાદ કરીને બેસી ગયા.

વાતાવરણ પ્રસન્ન હતું. ભાટે આવીને મહારાજને નમન કરતાં કહ્યુ: ' મહારાજાધિરાજ, આપની યશગાથા

ગાતા હું અતિ હર્ષ અનુભવું છું. આપની પરોપકાર વૃત્તિ જોઈને મારું હૃદય પ્રસન્નતા અનુભવે છે. આપના રાજ્યના એકાએક ગામ ફરી આવ્યો...ઓહોહો... શું વખાણ કરું...! ખરેખર આ રાજ્યની પ્રજા અત્યંત ભાગ્યશાળી છે કે આપના જેવા રાજા મળ્યા છે.... આ રાજ્યમાં કોઈ દુઃખી નથી....બધાના મન પ્રસન્ન છે. અંતરમાં આનંદનો ધોધ વહે છે....' આમ કહીને ભાટે એક પ્રશસ્તિ રજુ કરી....

અને તરત જ બીજો ભાટ ઊભો થયો અને મહારાજાને નમન કરતાં કહ્યું: 'મહારાજા ધિરાજનો જય થાઓ...માનવી જ્યારે સત્કાર્યો કરતો હોય છે ત્યારે તેના ગુણોની પ્રસંશા કરવી જોઈ એ ..આપની પરોપકાર વૃત્તિએ મારા અંતરને જીતી લીધું છે...આપ મહાન છો... ઈતિહાસના પાના પર આપની યશગાથા રચાશે આપનું જીવન જોઈ ને અનેક લોકો સુખી થશે...ખરેખર હું ઘણોજ ભાગ્યવંત છું કે આજ આપના દર્શન પામી શકયો છું'

આમ કહીને બીજો ભાટ પોતાના સ્થાન પર બેસી ગયો.

રાજસભામાં સન્નાટો ફેરવાઈ ગયો. મહારાજાએ બ ને સામે નજર કરી...બંને ભાટને પાંચસો-પાંચસો સુવર્ણ-મુદ્રાઓ અર્પણ કરવામાં આવી.

રાજપુરોહિતે સ્વસ્તિ વાંચન કર્યું અને રાજસભાના મુખ્ય દંડનાયકે ઊભા થઈને મહારાજને નમન કરીને કહ્યું: 'મહાનુભાવો, મહારાજાધિરાજની કૃપાથી આપણા રાજ્યમાં

કોઇ પ્રકારનો કલહ, તોફાન કે ઝગડો પ્રવર્તતો નથી.... કોઈને કશી ફરિયાદ રહેતી નથી....સર્વત્ર સુખ અને શાંતિ છે. રાજકાર્યનું સંચાલન સફળતાપૂર્વક થતું હોય તો જ આમ બની શકે છે. આજે નિયમાનુસાર એજ પ્રશ્ન કરવામાં આવે છે કે કોઈને કંઇપણ ફરિયાદ હોય તો રજુ કરે....તેને યોગ્ય ન્યાય આપવામાં આવશે....'

મહાદંડનાયક આટલું કહીને બેસી ગયો. થોડીવાર સુધી શાંતિ પ્રર્વતી ગઈ....

થોડી પળો બાદ મહારાજા તરત ઊભા થયા અને સર્વ સભાજનોને નમન કરતાં કહ્યું : 'મારા પ્રિય પ્રજાજનો, આપણી નગરીનો વ્યવહાર ખૂબ જ શાંતિથી અને સુંદર રીતે ચાલી રહ્યો છે. સર્વ સુખી છે. પરંતુ આની પાછળ પરમાત્માનો સાથ છે. લોકોને કશી ફરિયાદ હોતી નથી... કલહ થાય તો મહાજનનું પંચ બેસે અને આપસ–આપસમાં સમજાવટથી પતાવી દે....એટલે ઝગડો રાજસભા સુધી આવવાનો પ્રશ્ન ન જ રહે....આજે પણ મારું હૃદય પુલકિત છે. મારી પ્રજા સુખી છે. એ જાણીને કોને હર્ષ ન થાય....!'

રાજા આટલુ કહીને રાજસિંહાસન પર બેસી ગયો.

રાજ્યના મહામંત્રી ભુઈલ ઊભા થયા અને શાંત સ્વરે કહ્યું : 'મહારાજ, અને સર્વ સભાજનો, આજે રાજયસંચાલન કશી પણ મુશ્કેલી વગર ચાલી રહ્યુ છે.

પાડોશી રાજ્યો પણ મમતાભર્યાં વર્તન દાખવી રહ્યા છે. મહારાજાની કીર્તિ ચોમેર ફેલાયેલી છે. આપણા રાજ્યનું તંત્ર એટલું સમૃદ્ધ છે કે બીજા રાજ્યના લોકો નવાઈ પામે છે. સાથો સાથ યુવરાજ મહીચંદ પણ ગુણવાન, તેજસ્વી અને રાજની રીતરસમોથી જાણકાર છે મહારાજશ્રી સાથે મારે ગઈ કાલે જે ચર્ચા થઇ તેની વાત આપ સૌ સમક્ષ રજુ કરું છું....મહારાજાધિરાજની ઇચ્છા એવી છે કે પોતે રાજકાર્યમાંથી નિવૃત થઈ જાય....અને યુવરાજ મહીચંદ રાજ્યના દરેક પ્રશ્નોને સંભાળે અને યુવરાજશ્રીને યોગ્ય લાગે તેમ નિર્ણયો લે....મહારાજાની આ વાતને મેં વધાવી લીધી કારણ કે આપણા યુવરાજશ્રી રાજ-કાર્યમાં એટલા શ્રેષ્ઠ છે કે તેઓને મુશ્કેલી પડશે નહિ.... આથી અમે મંત્રીમંડળ અને રાજ્યના બીજા કર્મચારીઓ પણ આ વાતને વધાવી લીધી છે.'

સર્વેએ મહારાજાનો અને યુવરાજશ્રીનો જયનાદ પોકાર્યો... એક સભાજને ઊભા થઇને પૂછ્યું: 'પણ મહારાજ નિવૃતિ શા માટે લેવા માગે છે...? તે તો અમને જણાવ્યુ નહિ.'

'હું એજ કહેવા માગતો હતો. આપ સૌ જાણો છો મહારાજનું હૃદય પરોપકારી છે. તેઓની ઇચ્છા એવી છે કે તેઓ આ કાર્યને વધુ મજબુત બનાવે અને તેમાં જ સમગ્ર ધ્યાન આપો....'

'પણ એ તો રાજ ચલાવતા પણ થઈ શકે છે....'

'મહારાજશ્રી પોતે આ નગરીમાં રહેવાના ન હોઈને બધા પ્રશ્નોના નિર્ણયો કોણ કરે....? મહામંત્રીએ પૂછયું.

'કેમ....? મહારાજ બહાર જવાના છે?'

'હા....તેઓ આપણા રાજ્યની હદમાં ફરવાના છે અને સ્થળોનું નિરીક્ષણ કરવાના છે ..'

ત્યારબાદ કોઈએ પ્રશ્ન કર્યો નહિ....

થોડીવાર પછી રાજસભા પુરી થયેલી જાહેર કરવામાં આવી.

મહારાજ, મહાદેવી અને યુવરાજ એક રથમાં બેસીને વિદાય થયા.

મહામંત્રી પણ રાજભવન તરફ જવા એક રથમાં બેસીને વિદાય થયા.

રાજભવનમા પહોંચ્યા બાદ રાજા, મહાદેવી અને મહામંત્રી ભુર્જલ મંત્રણાગૃહમાં ગયા અને એક આસન પર બેઠા.

મહામંત્રીએ નમન કરીને કહ્યુ : 'મહારાજ, આજની સભામા જે ચર્ચા અંગેની વાત કરી હતી તે બરાબર હતીને...?'

'હા....મહામંત્રીશ્વર, આપની કુશાગ્ર બુદ્ધિથી જ આપણું રાજ્ય સુંદર રીતે ચાલી રહ્યું છે રાજ કોઈપણ નિર્ણય લે તેમાં પ્રજાની સંમતિ પ્રથમ હોવી જોઈએ.

આથી આપે જે કંઈ કહ્યું તે બરાબર રહ્યું છે. હું એક એ દિવસમાં જ નીકળી પડીશ...'

'મહાદેવી આપની સાથે આવવાના છે?'

'ના ..આ કાર્ય એટલું મુશ્કેલીભર્યું છે કે તેમાં મહાદેવી આવશે તો હેરાન થઈ જશે...'

'ના....સ્વામી, મુશ્કેલીઓ વચ્ચે રહેવામાં માનવીની કસોટી થાય છે આપે મને સાથે લઈ જવી પડશે....' સુલોચનાએ કહ્યું.

'ના દેવી....ના...આપ હઠ કરશો નહિ. જંગલોમાં રાત્રિ વીતાવવી પડે...ખાવાનું મળે ન મળે...કશું ઠેકાણું નહિ....'

'આમ કેમ બોલો છો? આપ શું રાજા તરીકે જવાના નથી..?' મહાદેવીએ પ્રશ્ન કર્યો.

'ના...આ નગરીનો એક સામાન્ય માનવી બનીને જવાનો છું...તો જ મને મારા રાજ્યની સુખ, સમૃદ્ધિ અને ઐશ્વર્યનો ખ્યાલ આવશે. આપ દુઃખ લગાડશો નહિ....'

મહાદેવીએ બીજો પ્રશ્ન ન કર્યો અને મનમાં વિચારી રાખ્યું કે આ અંગેની નિરાંતે ચર્ચા કરીશ.

મહામંત્રીએ પ્રશ્ન કર્યો: 'મહારાજ, આપ મને કંઈક કાર્ય સોંપવાના હતા...!'

'હા..મંત્રીશ્વર, એ માટે તો મેં આપને બોલાવ્યા હતા..આપણો યુવરાજ મહીચંદ યૌવનને ઊંબરે આવી ગયો છે. આપે તેને માટે સુંદર રાજકન્યાની શોધ આદરવી પડશે. એ માટે આપ તેની તસ્વીરો તૈયાર કરાવીને રાજદૂતોને મોકલીને સુંદર, સંસ્કારી અને સુયોગ્ય રાજકુમારી પ્રાપ્ત થઈ જાય તો યુવરાજના વિવાહ કરી નાંખીએ...'

'મહારાજ, આ અંગે હું આપને કહેવાનો જ હતો છેલ્લા આઠ દિવસથી મને આ વાત કરવાનું મન થતું હતું પરંતુ ક્ષોભના કારણે કહી શકતો નહોતો.'

'મહાત્મન, મેં આપને વડિલ માન્યા છે. આપ મારે મન પૂજ્ય છો. આપને ક્ષોભ રાખવાનું કોઈ કારણ જ ન હોય..

મહામંત્રી કશું બોલ્યા નહિ..

મહાદેવીએ વિનમ્રસ્વરે મહામંત્રી સામે જોઇ ને કહ્યુ :' મંત્રીશ્વર, આપ શ્રેષ્ઠ રાજકન્યાની શોધ ચલાવો... આ અંગે મેં મહારાજશ્રીને બે ત્રણ વાર ટકોર કરી હતી પરંતુ રાજકીય પ્રવૃતિમાં આ વાત ભુલાઇ જતી હતી...'

'મહાદેવી, આપ નિશ્ચિંત રહેજો. હું આજે જ આ અંગેનો પ્રબંધ કરીશ અને આપણા યુવરાજશ્રી માટે સુંદર, સુયોગ્ય પાત્ર મળે તે માટેની વ્યવસ્થા કરીશ..'

થોડીવાર સુધી સામાન્ય ચર્ચા કરીને મહામંત્રી બુદ્ધિલ વિદાય થયા અને મહારાજા તથા મહાદેવી વસ્ત્ર પરિવર્તન માટે અન્ય ખંડમાં ગયા.

દિવસનો બીજો પ્રહર પુરો થઈ ગયો હતો ભોજન ગૃહમાં ભોજનની સામગ્રી તૈયાર થઈ ગઈ હતી...

મહાદેવીની પ્રિય દાસી ચિત્રાએ નમન કરતાં મહાદેવી સામે જોઈને કહ્યું: 'મહાદેવીનો જય થાઓ... ભોજન તૈયાર થઈ ગયું છે.. આપ ભોજનગૃહમાં પધારો...

'મહારાજ પધાર્યા...?' મહાદેવીએ પ્રશ્ન કર્યો.

'હા ..મહારાજાધિરાજ અને યુવરાજશ્રી આપની રાહ જોતા બેઠા છે...આપને સત્વર આવવાની આજ્ઞા કરી છે.

'તું જા...હું આવું છું.' આમ કહીને મહાદેવી સુલોચનાએ ચિત્રાને વિદાય કરી.

લગભગ અર્ધ ઘટિકા બાદ મહાદેવીએ ભોજનગૃહમાં પ્રવેશ કર્યો ત્યારે ભરત રાજાએ સહાસ્ય સાથે કહ્યું: 'દેવી, આપના વગર આ ભોજનના થાળમાં પ્રાણ આવ્યો નથી મૌન બનીને આપની પ્રતિક્ષા કરી રહ્યા છે.'

'સ્વામી, મને આવતાં જરા વાર લાગી. .' મહાદેવી વિનમ્ર સ્વરે બોલી:

'ઓહોહો . ઘણું જ સુંદર. .'

'શું...?' મહાદેવીએ મહારાજ સામે જોઈને પ્રશ્ન કર્યો.

'આપનો ચહેરો શરમના ભારથી એટલો સુંદર બની ગયો હતો કે...'

'હવે આગળ કશું બોલતા નહિં. નહિ તો મારે ભોજન કરવું ભારે પડી જશે...

'કેમ ..કેમ...? આ વખતે રાજાના મનમાં પ્રશ્ન ઊઠયો

'આપની કાવ્યમયી વાતો સાંભળીને જ પેટ ભરાઈ જશે...'

રાજા–રાણી બન્ને હસી પડયા. .ત્યાં જ યુવરાજ મહીચંદ આવ્યો અને વિનમ્ર સ્વરે કહ્યુ: 'પિતાજી, મહાપ્રતિહાર એક સંદેશો લાવ્યો છે...

'શું...? રાજ્ય તંત્રને લગતો છે...?'

'હા...'

'તો એ સંદેશો તારે સાભળવાનો અને તારે જ નિર્ણય લેવાનો...સમજી ગયો ને...?'

'હા...પિતાજી...' આમ કહીને એક બેઠક લીધી.

ભોજનમાં બત્રીસ પ્રકારના પકવાન હતા...પરંતુ ભરત રાજા તો સાત્ત્વિક ખોરાક જ ગ્રહણ કરતા. મહાદેવીની ઇચ્છાથી તેઓ કોઇ કોઈવાર મીઠાઇ લઈ લેતા...

'આજે આપે એક મોદક લેવો જ પડશે...' સુલોચનાએ આગ્રહપૂર્વક કહ્યું.

'ના...તને ખબર છે કે મને ગળપણ બહુ ભાવતું નથી.. તું મહીચંદને આપ..'

'ના...આપને અને મહીચંદને બન્નેને એકએક મોદક લેવો જ પડશે...'

અને છેવટે બન્નેની થાળીમાં એક એક દુગ્ધ મોદક આવી પડયો.

મહાદેવી હસી રહી હતી.

ભોજનગૃહમાં જ બે ઘટિકા પસાર થઈ ગઈ....

ભોજન કાર્યથી નિવૃત થઈને ત્રણેય વિશ્રામખંડમાં આવ્યા અને મુખવાસ ગ્રહણ કર્યો.

મહારાજા કંઈ કહે તે પહેલાં જ મહીચંદ ઊભો થઈને પોતાના ખંડ તરફ જતો હતો ત્યાં જ ભરત રાજાએ તેને રોકતાં કહ્યુ: 'મહીચંદ, એક પળ ઊભો રહે....મારે તારી સાથે કેટલીક અગત્યની ચર્ચા કરવી છે...'

મહીચંદ શાંતભાવે એક આસન પર બેસી ગયો.

સુલોચના ઊભી થવા જતી હતી ત્યાં જ ભરત રાજાએ તેને બેસાડતાં કહ્યું: 'દેવી, મહીચંદ આપણા બન્નેનો પુત્ર છે. તું અહીં બેસ....અને ચર્ચામાં ભાગ લે...આજ મારે અગત્યની વાત કરવાની છે....'

મહાદેવી પણ મહારાજની બાજુમાં બેસી ગયાં.

૨

યુવરાજ મહીચંદને ખરેખર નવાઇ લાગી હતી કે 'પિતાજીને એવી તે શી અગત્યની ચર્ચા કરવાની હશે તે મૌનભાવે બેસી રહ્યો.

મહારાજા ભરતે થોડીપળો પછી શાંત સ્વરે કહ્યું: 'મહીચંદ, જીવનમાં ઘણીવાર એવા કર્તવ્યો આવી પડે છે તે ન છુટકે કરવા જરૂરી બને છે. તારા પર મેં રાજકાર્યની જવાબદારીનો બોજ નાંખ્યો છે તે મેં ઘણો વિચાર કર્યા પછી જ પગલું લીધું છે. હું જાણું છું કે તુ દરેક નિર્ણયો લેવામાં ચોક્કસ અને યોગ્ય વિચારી શકે છે. અને કુશળતાપૂર્વક તું પ્રશ્નોનું નિરાકરણ લાવી શકે છે. આ કાર્યને બોજા રૂપ ગણતો નહિ. આપણી ફરજ અને કર્તવ્ય માનીને સઘળો ભાર ઉપાડી લેવાનો છે. રાજાના અંતરમાં એક જ ભાવના વસવી જોઈએ કે પ્રજાનું કલ્યાણ કેમ થાય...? તારે પણ એવો આત્મ વિશ્વાસ કેળવવાનો છે. મને શ્રધ્ધા છે કે મેં જે આશાના મિનારા બાંધ્યા છે તે તુટશે નહિ..'

'પિતાજી, આપે જે શ્રદ્ધાના દીવડા પ્રગટાવ્યા છે તેને આંચ નહિ આવવા દઉં...આપે મારા પર જે જવાબદારી મૂકી છે તે બોજ નહિ પરંતુ ફરજ અને કર્તવ્ય સમજુ છું. આપ નચિંત રહેજો....' યુવરાજે ભાવભર્યા સ્વરે કહ્યું.

'અને હવે બીજી વાત...જણાવવાની છે તું ઘણો સુશીલ, ચારિત્ર્યવાન અને સંસ્કારી પુત્ર છો તેનું મને અને તારી માતાને ગૌરવ છે. આજે મહાસંત્રીને વાત કરી છે કે કોઈ સુયોગ્ય રાજકન્યા મળે એટલે તારો વિવાહ કરી નાખવો...'

'પિતાજી, આપ જે કંઇ કરશો તે યોગ્ય જ કરશો..'

'પુત્ર, આ વાત એટલા માટે કરી કે તારી ઉમર પણ વિવાહને યોગ્ય થઈ ગઈ છે તારી માતાની ઈચ્છા હતી કે પુત્રને આ વાત જણાવવી અને અભિપ્રાય માગી લેવો....'

'પિતાજી, આ કાર્યમાં મારો અભિપ્રાય લેવાનો જ ન હોય...આપ મારા માતાપિતા છો એટલે મારે યોગ્ય કન્યા જ પસંદ કરવાના છો. એટલે આ પ્રશ્ન આપના પર છોડું છું.'

મહાદેવી આનંદ પામી.

'સારૂ....મહીચંદ, તારા વિચારો જાણીને મને અતિ હર્ષ થાય છે. હવે બીજી મહત્ત્વની બાબત તને અને

તારી માતાને કહું છું કે હું આવતીકાલે જ આ નગરી છોડીને ચાલ્યો જવા માગું છું. આપણા રાજ્યના ગામોનો તલસ્પર્શી અભ્યાસ કરીશ....'

'પિતાજી, આપ આટલી ઉતાવળ શા માટે કરો છો?'

'મહીચંદ, તું જાણે છે મારી યશગાથા ચૌકે ચૌકે કરવામા આવે છે. ભાટો આવીને મારા બે મોઢે વખાણ કરે છે. શું પ્રજા આટલી બધી સુખી છે? બસ....આજ મારે જાણવું છે.'

મહીચદે બીજો પ્રશ્ન કર્યો નહિ....

અને મહીચદ ચાલ્યો ગયો.

રાજા રાણી એકલા ખંડમાં બેસી રહ્યાં.

'મહારાજ, આપ આવતીકાલે જશો તો મારાથી વિયોગ સહન નહિ થાય...' મહાદેવી સુલોચનાએ ગભીર સ્વરે કહ્યું.

'દેવી, વિરહવ્યથામાં જ સાચા પ્રેમની કિંમત અંકાય છે. અને હું કાયમ માટે તો જતો નથી. અહીં સુખ, આરામ, ભોગવિલાસમાં પડયો છું. મારો આજુબાજુનું વાતાવરણ પણ સુખી દેખાય છે આથી દુઃખ કેવું હોય તે જાણ્યું જ નથી....તેથી મને થયું કે મારી પ્રજા કેટલી સુખી છે તે એકવાર તો જાણવું જ જોઈએ... એમાં તારે ચિંતા કરવાની જરૂર નથી....'

'સ્વામી, મને સાથે લેતા જાઓ તો હું આપને

મદદરૂપ થઈ પડોશ. આપ જંગલમાં સુતા હશો ત્યારે મને આપણી વિશાળ અને સુંદર શૈયા પર નિંદર કેમ આવશે....? આપના વગર એક પળ પણ જવી મારા માટે મુશ્કેલ બનશે ...આપ મને સાથે લેતા જાઓ.' મહાદેવી સુલોચનાની આંખમાંથી બે આંસુ નીકળી પડયાં.

'દેવી, જો તારે પિયર જવું હોય તો તે વ્યવસ્થા કરાવું....'

'ના... મહારાજ, મારું સ્થાન તો આપની સાથે જ છે....'

'દેવી, તું અહીં રહે...મહોચંદની દેખભાળ કોણ લેશે. ? પોતાના પુત્રને છોડીને તને મારી સાથે આવવાનું કેમ મન થાય છે ?'

'સ્વામી, આપને સાથે લઇ જવી નથી એટલે આવા ઉદ્દગારો કહો છો...! '

'ના...દેવી ..ના...હું જે કાર્ય નિમીત્તે જઈ રહ્યો છું તેમાં તું સાથે રહીશ તો અનેક વિપત્તિ આવી ચડશે અને કાર્ય એકબાજુ રહેશે માટે તું આવવાની હઠ ન પકડ...અહીં જ રહે અને યુવરાજની સારસંભાળ રાખ... હું વહેલો આવી જઈશ....' રાજા ભરતે જણાવ્યું.

લગભગ અર્ધ ઘટિકાના પ્રયત્ન બાદ મહારાજા સુલોચનાને મનાવી શકયા.

બીજે જ દિવસે મહારાજા ભરત ભોગપુર નગરી

છોડીને ચાલ્યા ગયા. જ્યારે તેઓ ગયા ત્યારે સામાન્ય માનવીનો વેષ ધારણ કર્યો હતો. તેઓ એક અશ્વ પર સવાર થઈને નીકળ્યા હતા. ભાતાની એક ડાબરી લીધી હતી અને પાણીનો એક કુંભ લીધો હતો. સાથે ન કોઈ રક્ષકો લીધા કે ન કોઈ સેવકો...

નગરોથી દશ કોશ દૂર નીકળ્યા બાદ સૂર્યના સોનેરી કિરણો પૃથ્વી પર રેલાવા શરૂ થયા. માદક સમીરની લહેરીઓ વાતાવરણને પ્રસન્ન બનાવી દેતી હતી...

ગાઢ વન શરૂ થયું હતું...

આ વનમાં સૂર્યનો પ્રકાશ પડતો નહોતો જો કે આ વન મોટુ હતું નહિ એક ઘટિકા બાદ રાજા ભરત ખુલ્લા મેદાનમાં આવી પહોંચ્યા, સામે દૃષ્ટિ કરી તો એક નાનકડું પલ્લી નજરે પડયું.

રાજાએ અશ્વને બાજુમાં વહેતી સરિતા પાસે લઈ જતાં તેને પાણી પાયું અને ચરવા મૂકી દીધો.

ભરત રાજાએ પ્રાતઃકાર્ય કર્યું. સ્નાન કાર્યથી નિવૃત થઈને થોડી ભાતી વાપરી અને લગભગ અર્ધ ઘટિકા બાદ તે અશ્વ પર બેસીને આગળ વધ્યો ત્યાં જ એક ગ્રામવાસી સામે મળ્યો અને રાજાએ તેને પૂછયું : 'ભાઈ આ કયું ગામ છે..?'

'ભાઈ, આતો સોનપલ્લી છે...આપને કયાં જવું છે?'

'હું તો ભટકતો મુસાફર છું...અમારા જેવા મુસાફરનું કોઈ સ્થાન નિશ્ચિત ન હોય..'

આમ કહીને રાજા આગળ વધ્યો. અને સોનપલ્લીના મુખ્ય દ્વારે આવી પહોચ્યો 'ગામમાં પ્રવેશ કર્યો ત્યારે ગામનો આગેવાન તેની પાસે આવ્યો અને કહ્યું : 'આવો.... પધારો....મહાશય, ક્યાંથી પધાર્યા....?'

'આગળથી હાલ્યો આવું છું....એક અજાણ્યો મુસાફર છું....'

'ક્યાં રે'વું... ?'

'અમારા જેવા ભુલા ભટકેલા મુસાફરોને રહેવાનુ ઠેકાણું ન હોય....આજ અહીં તો કાલે ક્યાં... એના ખબર નથી હોતી...'

'ભલે....મહેમાન, આજ અમારા ગામમાં આવ્યા છો તો એમને એમ થોડા જવા દેવાશે....અહીં તો મહારાજા ભરતનું શાસન ચાલે છે તેમના જેવા પરોપકારી રાજા થવાના નહિ....!'

'મેં પણ બે ત્રણ જગ્યાએ તેમના પરોપકારની વાત સાંભળી છે...શું તેઓ મહાન છે...?'

'હા...અમારા પુણ્ય સારા કે આવા મહાપ્રતાપી રાજવી મળ્યા .ચાલો ઘેર પાછું મોડું થશે...'

રાજા ભરત સોનપલ્લીના આગેવાન સાથે ગયો.

થોડીવાર અલકમલકની વાતો કરી...રાજાએ વાતવાતમાં એક પ્રશ્ન કર્યો: 'આપને અહીં કોઇ જાતનું દુઃખ તો નથી ને...?'

'ના...અમે ગ્રામવાસીઓ બધા સુખી છીએ... કોઇને દુઃખ નથી. અહીં મોટે ભાગે બધા ખેતી કરે છે અને સુખેથી રહે છે...વરસાદ પાણી સારા એટલે મુશ્કેલી આવતી નથી અને રાજવી દયાળુ અને ન્યાયી આથી રાજ્ય કર્મચારીઓની કનડગત પણ થતી નથી.'

'સારું..સારું...મારે તમારા રાજવીને જોવા પડશે.. તમે તેમને જોયા કે નહિ...?' રાજાએ પ્રશ્ન કર્યો.

'ના...ભઈ...ના...અમારા નશીબમાં ક્યાંથી હોય... ભોગપુર નગરીમાં જવાનો વખત જ ન આવે...એટલે અમારા રાજવીને જોયા નથી...'

ત્યાં આગેવાનની પત્નીએ બૂમ પાડી: 'હવે રસોઈ તૈયાર છે. જમવા પધારો....'

આગેવાને રાજા સામે જોઈને કહ્યું: 'ચાલો.... પધારો....મહેમાન. રસોઈ તૈયાર છે...'

'હા....ચાલો....' રાજા ઊભો થયો.

રાજા અને ગામનો આગેવાન બન્ને બાજુ બાજુમાં જમવા માટે બેઠા રસોઈ સાદી, સાત્વિક અને સ્વાદિષ્ટ બનાવી હતી. રાજા ભરતે કહ્યું: 'ભાઈ, એક વાત જણાવું....'

'શું....?'

'ઘણા વખત પછી આટલી સ્વાદિષ્ટ સુંદર રસોઇ ખાધી છે.'

'આપને અમારી રસોઈ ભાવી તે જાણીને હર્ષ થયો.' આગેવાન બીજું કશું બોલ્યો નહિ.

થોડીવાર રાજા ભરત ભરપેટ ભોજન કરીને ઊભો થયો અને આગેવાન પણ સાથો સાથ ઊભો થયો. બન્નેએ જળનું એક પાત્ર લઈને ચોકડીમાં જઈને મુખ સ્વચ્છ કર્યું હાથ સાફ કર્યા.

'આપનું નામ શું છે?' રાજા ભરતે પ્રશ્ન કર્યો.

'મારું નામ ગુણભદ્ર છે....'

'ગુણભદ્રજી, ખરેખર આજની રસોઇ ઘણી જ સુંદર હતી. આપ જૈન ધર્મના અનુયાયી છો....'

'જી હા....અહીંયાં શ્રી જીનેશ્વર ભગવંતનું પ્રાચીન જીનાલય પણ છે. આપને દર્શન કરવા છે...?'

'જી હા... હું પણ જૈનધર્મનો અનુયાયી છું....'

'તો આપણે સંધ્યા સમયે દર્શન કરવા જઈશું.... એ પહેલાં ગામમાં ફરવું હોય તો જઈએ...!'

'ના....ના... હું થોડો આરામ કરીશ....' ભરત રાજાએ કહ્યું.

'ભલે... આપ આરામ કરો. અશ્વને નીર નંખાઈ ગયું છે.' ગુણભદ્ર એક ખંડમા રાજાને આરામ કરવા

માટે શૈયા ગોઠવી આપી. અને તે પોતાની પત્ની પાસે ગયો.

ગુણભદ્રે પત્ની સામે જોઈને કહ્યું: 'દમયંતી, મહેમાનના ચહેરા પરથી લાગે છે આ કોઈ સામાન્ય મુસાફર નથી....'

'મને પણ એવું જ લાગે છે કેટલો ભવ્ય ચહેરો છે!'

'હા....મારું માનવું છે કે આ મુસાફર વખાનો માર્યો ભટકતો હશે. પૈસા ડુબી ગયા હશે એટલે ગામેગામ ભટકતો રહેતો હશે....!'

'હા....એમ જ હોવું જોઈએ....' દમયંતીએ કહ્યું.

'તારું ભોજનગૃહનું કામકાજ પુર્ણ થઈ ગયું....?'

'હા....મેં જમી લીધું છે. અને દિવ્યા અને સુરેખા બન્ને રસોડું સાફ કરી રહ્યા છે.'

'સારું....ચાલ....હું શયનગૃહમાં જઉં છું. પેલો મુસાફર પ્રથમ ખંડમાં સુતો છે.'

'ભલે....તમે જાઓ....હું થોડીવાર પછી આવીશ.'

ગુણભદ્ર ચાલ્યો ગયો.

તે જ દિવસે સાંજે ગુણભદ્ર અને રાજા ભરત શ્રી જીનેશ્વર ભગવંતના ભવ્ય પ્રાસાદ તરફ ગયા.

રાજા ભરત તો શ્રી જીનેશ્વર પ્રાસાદની બાંધણી જોઇને જ પ્રભાવિત થઈ ગયો અને ખૂબ જ વખાણ કર્યા.

બન્ને શ્રી જીનેશ્વર પ્રાસાદમાં પ્રવેશ્યા અને શ્રી જીનેશ્વર ભગવંતની ભવ્ય પ્રતિમા બિરાજમાન હતી. તેના ભાવપૂર્વક નમન કર્યા અને થોડીવારે તેઓ બહાર નીકળ્યા માર્ગમાં ચાલતા ચાલતા મહારાજા ભરતે પ્રશ્ન કર્યો : ‘ ગુણભદ્રશેઠ, આ જીનાલય ખૂબ જ પ્રાચીન લાગે છે.’

‘ હા....કહેવાય છે કે આ ગામ વસ્યું તે પહેલા આ જીનાલય હતું.’

‘ ઘણું જ ભવ્ય....તેજસ્વી પ્રતિમા....ખરેખર આપ ભાગ્યશાળી છો....’

ગુણભદ્રે કંઈ જવાબ આપ્યો નહિ.

રાજા ભરતે કહ્યું : ‘ ગુણભદ્ર શેઠ, આવતીકાલે પ્રાતઃકાળે મારે આગળ પ્રવાસ કરવાનો છે....એટલે એ વાત અત્યારથી જ આપને કહી રાખું છું....

‘ ના....આપે તો આઠ દિવસ રોકાવું જ પડશે.... મારી પત્ની દમયંતી મારા પર ગુસ્સે થશે....’

‘ પણ હું રોકાઈ શકું તેમ નથી .’

‘ ગમે તે હોય ..પણ આપને અમારી મહેમાનગતિમાં કંઈ ખામી દેખાણી હોય તો કહો...’

‘ ના . ના . એ શું બોલ્યા...? આપની લાગણી, પ્રેમ અને આદરભાવ જોઇને મારું અંતર દ્રવી ઉઠયું છે...’ ખરેખર આપ પતિ–પત્ની મહાન છો ’

'તો પછી હમણાં જવાનું વિચારશો નહિ....
સમજ્યા....'

અને રાજા ભરતને એજ ગામમાં ગુણભદ્ર શેઠને ત્યાં પાંચ દિવસની મહેમાન ગતિ માણવી પડી... પછી છઠે દિવસે પ્રાતઃકાળે બન્નેની રજા લઈને આગળ પ્રવાસ માટે નીકળી પડયા.

રાજા ભરતને મનમાં થયું કે પ્રજા ઘણી સુખી છે. સમૃદ્ધ છે. ભાટ લોકો જે વર્ણન કરે છે તે યથાર્થ છે.

રાજા આગળ વધતા જ જાય છે. દિવસનો બીજો પ્રહર પસાર થઈ ગયો. માથે ધોમધખતો તડકો પડતો હતો છતાં કયાંય પગ વિરામ કર્યા વગર રાજા આગળ વધતો હતો.

ભરત રાજાએ આજુબાજુ નજર નાંખી કે ક્યાંય તળાવ કે સરોવર જેવું હોય તો ત્યાં થોડીક પળ અશ્વને આરામ મળે ...જળ મળે ...અને પોતે પણ થોડો આહાર કરી લે....

લગભગ અર્ધ ઘટિકા બાદ એક નિર્મળ જળથી ભરેલું સરોવર દેખાયું રાજા ભરત અશ્વને તે તરફ દોરી ગયો અને સૌ પ્રથમ અશ્વને પાણી પાયું અને ચરવા માટે મુકી દીધો.

રાજા ભરત એક વૃક્ષની છાયા નીચે બેસીને આહાર

લેવા બેઠો અને આરામથી આજુબાજુ નજર ફેરવીને ખાતો હતો ત્યાં એક શ્વાન આવ્યું.

રાજા ભરતે પોતાનો સઘળો આહાર કૂતરા પાસે મૂકી દીધો અને કૂતરો થોડી જ પળોમાં બધું ખાઈ ગયો.

રાજા ભરત અર્ધો ભૂખ્યો રહ્યો. છતાં તેણે મનમાં એવી કોઈ ભાવના નહોતી. તેણે વિચાર્યું કે શ્વાનની ભૂખ તો સંતોષાણી....

અને રાજા અશ્વ પર બેસીને ફરી આગળ જવા નીકળી પડયો.

## ૩

ઘણીવાર ચિંતા ચિતા સમાન થઈ પડે છે. સંસારના મોહ બંધનમાં ઝકડાયા પછી માનવીને અનેક ચિંતાઓ સતાવતી હોય છે.

મહાદેવી સુલોચના પોતાના પુત્રને કહી રહ્યા હતા: ‘મહીચંદ, તારા પિતાજીના કંઈ સમાચાર આવ્યા?’

‘ના....તેઓ કઈ તરફ ગયા છે તેની કશી માહિતી જ મળી નથી....અને તેઓના ક્ષેમકુશળના સમાચાર પણ પ્રાપ્ત નથી થયા....મને જણાય છે કે તેઓ ગુપ્તવેશે ગયા હોવાથી સમાચાર મોકલશે નહિ....’

‘ઓહોહો....મને તારા પિતાની ખૂબ ચિંતા થાય છે....’

‘માતાજી, તેઓ હવે થોડા સમયમાં આવી જવા જોઈએ. ચિંતાથી આપનું હૃદય પ્રજાળશો નહિ....’

‘મહીચંદ, સંસારની ઉપાધિઓ લઈને બેઠા હોઈએ ત્યારે જ આવી ચિંતાઓ ઊભી થતી હોય છે. અને મૃત્યુ પામીએ ત્યાં સુધી ચિંતા....ચિંતા જ રહે છે.’

મહીચંદ કશુ બોલ્યો નહિ

ત્યાં તો એક સેવકે સમાચાર આપ્યા કે મહામંત્રીશ્વર પધાર્યા છે.

મહાદેવીએ સત્વર અંદર લઈ આવવાની આજ્ઞા કરી અને પુત્ર સામે જોઈને કહ્યું: 'અત્યારે મહામંત્રી કેમ પધાર્યા હશે....? તારા પિતાના જ કોઇ સમાચાર લાવ્યા હશે....'

'મહામંત્રીના આવ્યા બાદ જ જાણી શકાય.' મહીચંદે કહ્યુ.

ત્યાં મહામંત્રીએ ખંડમાં પ્રવેશ કર્યો. કુશાગ્રબુદ્ધિ ધરાવતા મહામંત્રી ભુઈલ હવે વૃદ્ધાવસ્થાના આરે પહોંચી ગયા હતા છતાં તેઓની કાર્યશક્તિ પ્રસંશનીય હતી.

મહામંત્રીએ મહાદેવી અને યુવરાજને નમસ્કાર કરતાં કહ્યુ: 'મહાદેવી, ઘણા જ સુંદર સમાચાર પ્રાપ્ત થયા છે....'

'શું મહારાજના સમાચાર પ્રાપ્ત થયા છે...!' મહાદેવીએ આશ્ચર્ય સાથે આનંદભર્યા સ્વરે કહ્યુ.

'ના....મહાદેવી, આ તો આપણે જુદે જુદે ઠેકાણે દૂતો મોકલીને રાજકન્યાની તપાસ કરાવી હતી તેમાં શ્રેષ્ઠ ચાર રાજકન્યાઓની તસ્વીર લઈને દૂતો પાછા આવ્યા છે. અને સઘળી માહિતી પણ લાવ્યા છે.

'સુંદર...એ તસ્વીરો સાથે લાવ્યા છો?'

'હા ..મહાદેવી, આ રહ્યા ચિત્રપટ્ટકો ..' આમ કહીને ચારેય સુંદર રાજકન્યાના ચિત્રપટ્ટકો મહાદેવીની સમક્ષ મુકી દીધા

યુવરાજ મહીચંદ તો એની એ પરિસ્થિતિમાં બેઠો હતો. મહામંત્રીએ બેઠક ગ્રહણ કરી મહાદેવીએ પ્રથમ રાજકન્યાની તસ્વીર નીહાળી...

બીજી તસ્વીર જોઈ...અને આમ ચારેય જોઈ લીધી. યુવરાજે પણ દષ્ટિપાત કર્યો.

મહાદેવીએ વિનમ્રભર્યા સ્વરે કહ્યું : ' મહામંત્રીશ્વર, ચારેય રાજકન્યા શ્રેષ્ઠ છે. આમાંથી એકની પસંદગી કરવાની છે. આપની દષ્ટિએ કઇ રાજકન્યા ઉત્તમ જણાય છે. ?'

' મહાદેવી...અલકાપુરીની રાજકન્યા દેવદમની શ્રેષ્ઠ છે તે દરેક કલાઓમાં પારંગત છે બુધ્ધમતી છે. ચતુર છે. અતિ રૂપવતી છે દેવદમની આપણા યુવરાજ માટે યોગ્ય છે...'

' મહામંત્રીશ્વર, આપે જે કન્યાની વાત કરી તેની આમાં તસ્વીર છે... ?'

' જી હા...' આમ કહીને એક ચિત્રપટ્ટક ઉપાડીને અલગ પાડયું.

યુવરાજ મહીચંદને તે દેવદમનીના રૂપને જોઈને અંતરમાં એમ જ થવા લાગ્યું કે આવી પત્ની મળી જાય તો જીવન ધન્ય ધન્ય બની જાય....



પણ તે કશું બોલ્યો નહિ.

'મંત્રીશ્વર, મહારાજા તો ગામતરે ગયા છે. ત્યાં સુધી આપણે રાહ જોવી પડશે. તેઓના આવ્યા બાદ નિર્ણય કરીને યુવરાજ મહીચંદને ખીલ્લે બાંધી દઈએ.'

'હા... મહાદેવી, મહારાજાની પ્રતિક્ષા કરવી પડશે. ત્યાં સુધી કોઈ નિર્ણય લેવો યોગ્ય નથી....'

મહામંત્રીએ થોડીવાર સામાન્ય વાતચીત કરીને વિદાય થયા.

આ તરફ ભરત રાજા બીજા બે ત્રણ પલ્લી ફરી વળ્યા. બધા સુખી હતા કોઈ ને કશું દુઃખ નહોતું.

રાજા ભરત આગળ ને આગળ જતો હતો ત્યાં એક બીજું પલ્લી આવ્યું ગામના એક માણસને રોકીને પૂછ્યું: 'ભાઇ, આ ગામ કયું....?

'આ તો નંદીપુર છે....'

'કોની હકુમત ચાલે છે?'

'મહારાજાધિરાજ ભરત રાજાની હકુમત હેઠળનું ગામ છે.'

'સારું... સારું....હું વટેમાર્ગુ છું....તમે બધા સુખી છો ને....?'

'સુખ....મુસાફર....હું ત્રણ દિવસથી ભુખ્યો છું.... મને સુખ શાનું હોય....?'

'શું તું ત્રણ દિવસથી ભુખ્યો છે?' ભરત રાજાનું હૃદય દ્રવી ગયું.

'હા....મહાત્મન, છેલ્લા ત્રણ દિવસથી ભુખ્યો ફરું છું. ઘરમા મારી માતા છે. પત્ની છે અને બાળકો છે. મારા અને મારી પત્નીના ભાગે ખાવાનું રહેતું જ નથી....'

'પણ આમ કેમ બન્યું....?' રાજાએ પ્રશ્ન કર્યો.

'મહાત્મન, અમારા જેવા દુઃખી, ગરીબની વાત સાંભળીને શું કરશો...?

'ના...ના..તારે વાત કરવી જ પડશે...કદાચ હું તને મદદ કરી શકુ...'

'તો સાંભળો...અમારે ખેતર, ઢોર ઢાંખર વિગેરે ઘણું ય હતું પરંતુ એક દુકાળ પડયો તેમાં બધું ય વહેંચવું પડયું...અને આજે અમારી આ પરિસ્થિતિ થઇ ગઈ...મારે દુખના ગીત ગાવા નથી...આતો તમે કહ્યું એટલે વાત કરી...'

'ના...મિત્ર, હું તને દશ સોનામહોર આપું છું...તું ધંધો કર અને સુખી થા...' આમ કહીને ભરત રાજાએ દશ સોનામહોર આપી.

પેલો ગામવાસી ચાલ્યો ગયો.

રાજા ભરતે નંદીપુર ગામમાં પ્રવેશ કર્યો અને જોયું

કે આ તો નાનકડું ગામ છે પણ સુખી લોકો હોય તેવું લાગતું નહોતું.

નંદીપુરમાં એક માણસને પૂછતા એક ખુલ્લી ધર્મશાળા બતાવી અને કહ્યું: 'વટેમાર્ગુ, અમારા ગામમાં જે કોઈ મુસાફર આવે છે તે અહીંયા રહે છે.'

રાત્રિ પડી ચૂકી હતી એટલે રાજા ભરતે વિચાર્યું કે હવે બીજો કોઇ માર્ગ નથી..આથી તેણે બીછાનું પાથર્યું. અશ્વને થડ સાથે બાંધ્યો.

રાત્રિનો અંધકાર વ્યાપી ગયો હતો. ગામમાં સુનકાર વ્યાપી ગયો હતો. શ્વાનના ભસવાના અવાજ આવી રહ્યા હતા. આખુંય ગામ આરામથી નિદ્રા માણી રહ્યું હતું.

રાજા ભરતને નિદ્રા આવતી નહોતી... તે જાગૃત અવસ્થામાં સુતો હતો. ત્યાં કોઈના કણસવાનો અવાજ આવ્યો...

ભરત રાજાને થયું કે અત્યારે આ રાત્રિકાળે કોણ રડી રહ્યું હશે...?

ભરત રાજા ઊભો થયો અને જે દિશાએથી રડવાનો અવાજ આવતો હતો તે દિશા તરફ વળ્યો. અંધકારમાં બરાબર સ્પષ્ટ દેખાતું નહોતું છતાં હિંમત કરીને આગળ વધતો હતો.

એક વૃક્ષ નીચે એક યુવાન બાઈ રડતી હતી. ધ્રુસકા સંભળાતા હતા. રાજા થોડી પળ તો ગુમસુમ બની ગયો.

અને અંતરમાં લાગણી ઉભરાણી તે યુવાન સ્ત્રીની પાસે આવ્યો અને શાંત સ્વરે પૂછયું : 'બેન, તમે શા માટે રડો છો ? એવા શું દુખના ડુંગરા આવી પડયા કે સહન કરી શકતા નથી....'

'આપ કોણ છો....?'

'વટેમાર્ગુ....'

'મારા પતિને આપે દશ સોનામહોર આપી હતી ને...!'

રાજા ભરત સમજી ગયો કે ગામબહાર ગામવાસી મળ્યો હતો તેની આ પત્ની હોવી જોઈએ.

રાજાએ ઉત્તર આપ્યો : 'હા....મેં જ દશ સોના મહોર આપી હતી.'

'મહાત્મન, આપ તો પરોપકાર કરતા ગયા પરંતુ મારા પતિનું સર્પદંશથી મૃત્યુ થયું છે. મારા સુહાગનું સિંદુર ઝુંટવાઇ ગયું છે. આપ મને મારો પતિ પાછો લાવી આપો....'

'ઓહ....આ બધું કેવી રીતે....?' રાજા ભરતના અંતરમાં દુઃખની લાગણી થવા માંડી.

'મહાત્મન, આપે આપેલી દશ સોનામહોર લઈને મારા પતિ ઘેર આવ્યા તેમને આપના વિષેની સઘળી વાત કરી અને તેઓ ઘર બહાર નીકળ્યા ત્યાં માર્ગમાં જ એક ઝેરી સર્પે ડંખ દીધો અને...'

'ઓહ...' ભરત રાજાનુ' અંતર એકદમ આક્રંદ કરવા લાગ્યું.

રાજા ભરત કશુ બોલ્યો નહિ અને યુવાન સ્ત્રીને દિલાસો આપીને ધર્મશાળામાં પાછો ફર્યો.

આજ ભરત રાજાને આખી રાત ઊંઘ ન આવી.... તેણે સુતા સુતા જ વિચાર કરવા માંડયો કે માનવીના જીવતરમાં કેવળ સુખ નથી પણ દુઃખની છાયા પણ આવતી હોય છે...ઓહ...કેવું કરુણ મૃત્યુ .

રાજા ભરત દુઃખી દુઃખી થઈ ગયો અને પ્રાતઃકાળ થાય તે પહેલાં જ નંદીપુર છોડીને ચાલ્યો ગયો. તેણે વિચાર્યું હતું કે સવારના તે રડતી યુવાન વિધવા સ્ત્રીનું મુખ નીહાળી શકશે નહિ....તેને દિલાશો આપી શકશે નહિ...મારા રાજ્યમાં પણ આવું બને છે...તે રાજા ભરતે જાણ્યું...

રાજા ભરત આગળ વધ્યો અને રાત્રિકાળે એક બીજા નાનકડા ગામમાં રાતવાસો કરવા રોકાયો...

બીજે દિવસે સવારે નીકળવાની તૈયારી કરતો હતો ત્યાં એક ગ્રામજને પૂછ્યું : 'આપ ક્યાંથી આવો છો...?'

'નંદીપુરથી....'

'આપ આગળ જશો નહિ...'

'કેમ...?' રાજાએ આશ્ચર્ય દર્શાવ્યું...

'આગળના ગામમાં રોગચાળો ફાટ્યો છે ત્યાં ઔષધ વિગેરેની અછત અને સગવડ ન હોવાથી દરરોજ ગામની બેત્રણ વ્યક્તિ મૃત્યુ પામે છે...'

'ઓહ...ઔષધો કેમ લાવતા નથી...?'

'મહાત્મન, ઔષધની ઓળખ કરનાર વૈદ્યની જરૂર પડે છે...વનસ્પતિઓ ઘણી મળી રહે...પણ જે ગામમાં કોઇ વૈદ્ય નથી ત્યાં શુ થવાનુ હતું...? એટલે આપના માટે હિતાવહ છે કે આપ પાછા ફરી જાઓ.'

'ભલે..આપે મને ચેતવ્યો તે બદલ આપનો ઋણી છું...'

રાજા ભરતનું અંતર રડી ઊઠયું. તે આગળના ગામે જવા માટે નીકળી પડયો.

લગભગ એ ચાર ઘટિકા બાદ રોગચાળાથી ત્રાસિત ગામમાં પહોંચી ગયો.

ભરત રાજાએ નજર સામે જ એક શબને બળતું જોયું...

રાજા વિચારવા લાગ્યો કે મારું આવડું મોટું રાજ્ય છતાં અહીં કોઈ વૈદ્ય નથી કે નથી કોઇ ઔષધો–વનસ્પતિની સગવડ...આ તો અન્યાય છે. હું સુખોની વચ્ચે રહું છું...મારી આસપાસ સુખ છે. ભાટો જે પ્રશંશા કરે છે તે હળાહળ જુઠ છે...

રાજાએ તે ગામમાં જઈને પાંચસો સુવર્ણમુદ્રાઓ આપી અને આખા ગામને રોગમુક્ત કરવાની વાત કરી.

ગામલોકોએ વટેમાર્ગુનું સ્વાગત કર્યું અને આ ઉપકાર બદલ અભિનંદન આપવા લાગ્યા.

રાજા ભરતને થયું કે હવે પોતે દુઃખી માનવીઓને જોઈ શકશે નહિ...

ત્યાર બાદ પંદર દિવસમાં જ રાજા ભરતે રીબાયેલા લોકોને મરણ પામતા જોયા. અંધારાને લીધે ખંડિત થતા ચંદ્રના બિંબની પેઠે પ્રતિપક્ષના મંડળને પાપથી ખંડિત થતું જોયું. એટલે કે રાજયના પ્રતિપક્ષીઓને તેમના પાપને લીધે ખંડિત થતા જોયા. વળી, હિમાલય વગેરે મોટા મોટા પર્વતોના મોટાભાગને લીધે જમીનની બરાબરા વહેંચણી ન થઈ શકે એવું પણ તેણે જોયું.

આ સઘળું જોઈને રાજા દુઃખી દુઃખી થઈ ગયો અને ચિંતા મગ્ન રહેવા લાગ્યો. તેણે વિચાર્યું કે કોઈ પણ કુશળ-કર્મના પ્રભાવે હુ રાજા થઈ ગયો છું. મહારાજાધિરાજ બન્યો છું. લોકોમાં મારી પૂજા થાય છે લોકોમાં ગવાય છે કે અમારા ચરિત્રો ત્રણ જગતમાં કંઇક આશ્ચર્ય પેદા કરનારા છે. આમ છતાંય દુઃખથી પીડા પામેલાં પ્રાણીઓને શરણ–રમણ આપવા, સુખ ઉપજાવવા કંઈ કરી શકતા નથી...છતાંય માગધો ચારણો, ભાટો વગેરે પોકારે છે...બીરદાવે છે.

'પરોપકારી રાજવી...જગતમાં જોટો ન મળે'...ઓહ...આ નર્યું અસત્ય છે...મારા જીવનને ફિટકાર છે...બાહુબળનો ઘમંડ પણ નકામો છે...અમારી મોટી મોટી ચતુરાઈઓને પણ ધિક્કાર છે. અરે...રાજાપણાને પણ ધિક્કાર છે.

આમ રાજા વિચારતો વિચારતો લગભગ અઢી માસના પ્રવાસેથી તે પોતાની નગરીમાં પાછો ફર્યો.

રાજા નગરીમાં પણ ગુપચુપ આવ્યો. તેનું મન અશાંત હતું.

રાત્રિકાળ ચાલતો હતો. નગરીના લોકો પોઢી ગયા હતા. રાજા રાજભવનના દ્વાર પાસે આવ્યો. દ્વારપાળતો મહારાજાને તરત જ ઓળખી ગયો. અને શુભ સંદેશો આપવા રાજભવનમાં દોડચો.

મહાદેવી સુલોચના, યુવરાજ મહીચંદ વગેરે બહાર આવ્યા અને મહારાજનું સ્વાગત કર્યું.

મહાદેવી નીહાળી શકયા કે મહારાજનો ચહેરો અત્યારે ખૂબ જ શ્રમિત લાગે છે. પ્રવાસ દરમ્યાન શરીર પણ કંઈક લેવાઈ ગયું છે.

રાજાએ કુશળતા પુછીને તરત જ સ્નાન માટેની આજ્ઞા કરી.

મહાદેવી તો પ્રવાસની હકિકત જાણવા માગતાં હતા પરંતુ ભરત રાજાએ સવારે બધીય વાતો કહીશું તેમ જણાવ્યું.

ભરત રાજા સ્નાનાદિથી નિવૃત થઈને દુગ્ધપાન કરીને આરામથી શૈયામાં પોઢી ગયા.

બીજે દિવસે સવારે ભરત રાજા દિવસના પ્રથમ: પ્રહર પછી ઊઠયા..અને તેઓ તરત જ પ્રાતઃકર્મ વિધી આટોપવા લાગ્યા.

ત્યાં જ એક સેવકે આવીને સમાચાર આપ્યા કે મહામંત્રીશ્વર પધાર્યા છે...

ભરત રાજાએ આરામ ખંડમાં બેસાડવાની આજ્ઞા કરી.

ભરત રાજા સ્નાનાદિથી નિવૃત થઈને શીરામણ ચતાવીને બેઠકખંડમાં આવ્યા...મહારાજાને આવતાં જોઈને મહામંત્રી ઊભા થઈ ગયા...અને કુશળ પૂછયા.

'મહામંત્રીશ્વર, રાજકાર્ય તો સુંદર રીતે ચાલે છે ને ..?'

'હા ..મહારાજ, રાજતંત્રની વ્યવસ્થામાં કશોય વિક્ષેપ પડયો નથી કયારેક મુશ્કેલીભર્યા પ્રશ્નો આવે છે ત્યારે યુવરાજશ્રીની સલાહ લઈએ છીએ...અને એમની આજ્ઞાનુસાર પ્રશ્નોનું સરળતાથી નિરાકરણ થઈ જાય છે...'

'સારું....મહીચંદ રાજ્યનો કારભાર ચલાવવા માટે યોગ્ય થઈ ગયો છે ને....?'

'હા... કૃપાળુ, હવે તો આપે અલકાપુરીની રાજ-કન્યા દેવદમનીનું ચિત્ર નીહાળીને નિર્ણય લેવાનો છે

'કેમ.. અલકાપુરીની રાજકન્યા...? મારે શેનો નિર્ણય લેવાનો છે....?

મહામંત્રીએ આછા હાસ્ય સાથે કહ્યું : 'મહારાજ, આપણા યુવરાજશ્રી માટેની જે જે રાજકન્યાઓ માટે શોધખોળ ચલાવી હતી તેમાં અલકાપુરીની રાજકન્યા દેવદમની અતિ સુંદર, ચતુર અને તેજસ્વી છે.'

'ભલે....આ અંગે હું આજે મહાદેવી સાથે બેસીને ચર્ચા કરી લઈશ અને તાત્કાલિક આ વિધી થવી જરૂરી છે.'

મહામંત્રી રાજકીય ચર્ચા કરીને વિદાય થયા.

ત્યાં મહાદેવી સુલોચના આવ્યા અને સીધો સવાલ કર્યો : 'આપનો પ્રવાસ સુખરૂપ નથી નીવડ્યો...'

'કેમ....શા ઉપરથી કહે છે....?'

'આપનું શરીર....મુખ ઉપરનું તેજ વગેરે સાવ છીનવાઈ ગયું હોય તેમ લાગે છે.'

'દેવી, મારો પ્રવાસ અતિ સુખરૂપ નીવડ્યો છે. જો હું ન નીકળ્યો હોત તો પ્રજાના સુખદુઃખ ન નીહાળી શક્યો હોત....' આમ કહીને ભરતરાજાએ પ્રવાસની સઘળી વાત કરી અને પુરી કરતાં કહ્યું : 'દેવી, હમણાં મારી પ્રવાસકથા કોઈ સમક્ષ રજુ કરીશ નહિ....'

'ભલે....જેવી આપની આજ્ઞા....'

'મહામંત્રી કંઈક અલકાપુરીની રાજકન્યાની વાત

કરી રહ્યા હતા. યુવરાજ માટે એ કન્યા કેવી લાગી....?' ભરત રાજાએ પ્રશ્ન કર્યો.

'ઘણી જ સુંદર કન્યા છે, આ અંગે ગઈ કાલે હું આપની સાથે વાત કરવા માગતી હતી પરંતુ આપ શ્રમિત હતા એટલે કંઇ કહી ન શકી ...'

'સારું....અત્યારે એ રાજકન્યાનું ચિત્રપટ્ટક છે....?'

'હા....હું સાથે જ લાવી છું.' આમ કહીને મહાદેવીએ ચારેય રાજકન્યાનાં ચિત્રો મહારાજ સમક્ષ મુકી દીધાં.

મહારાજા ભરતે જોયું કે આ ચારેય રાજકન્યામાં અલકાપુરીની રાજકન્યા દેવદમની જ શ્રેષ્ઠ છે.

'દેવી, યુવરાજને તેં કંઈ પૂછયું....?'

'હા....તેણે પણ દેવદમનીની તસ્વીર નીહાળી હતી....અને મેં જયારે પૂછયું ત્યારે તેણે જણાવ્યું કે માતાપિતા જે કરશે તે શ્રેષ્ઠ જ કરશે. માતાપિતા હંમેશા પોતાના પુત્રનું હિત જોતાં હોય છે.'

'આપણો મહીચંદ ઘણોજ સમજુ અને સંસ્કારી છે....'

'હા....સ્વામી, હવે આ કાર્યમાં ઢીલ ન થવી જોઈએ....'

'આજે જ મહામંત્રીને કહી દઉં છું કે અલકાપુરીની રાજકન્યા સાથે આપણા પુત્રના ગોળ ખવાય....!'

'અને લગ્નની તૈયારી પણ ઝડપથી થવી જોઇએ....'

'આ અંગે મહામંત્રી સાથે ચર્ચા કરી લઈશ કારણ કે યુવરાજના લગ્ન માટે અનેક તૈયારીઓ કરવી પડશે આમંત્રણો આપવા પડશે...ધામધુમ કરવી પડશે.'

'હા....સ્વામી, આપણા પુત્રના લગ્ન ધામધુમથી ઉજવવા છે....'

'તારી ઇચ્છા સંતોષાશે...જેમ તારો પુત્ર છે તેમ મારો પણ પુત્ર જ છે.'

રાજા આજ રાજસભામાં જવાના નહોતા. મહીચંદ રાજસભામાં ગયો હતો. એક સેવકને મોકલીને મહામંત્રી સંધ્યા સમયે આવી જાય તેવા સમાચાર મોકલ્યા હતા.

૪

યુવરાજ મહીચંદના વિવાહ ધામધુમથી અલકાપુરીની રાજકન્યા દેવદમનની સાથે થઈ ગયા.... ભોગપુર નગરમાં સર્વ પ્રજાજનોને જમાડવામાં આવ્યા.

યુવરાજ મહીચંદના વિવાહ થયાને પંદર દિવસ ચાલ્યા ગયા....દેવદમની ખૂબ જ સંસ્કારી, સદાચારી અને જ્ઞાની હતી. યુવરાજે સુહાગ રાતે જ કહ્યું : ' પ્રિયે, ઘણીવાર માનવીને તેની આશા કે અરમાન કરતાં પણ વિશિષ્ઠ પાત્રો મળી જતા હોય છે.

' સ્વામી, આપ કયાં સંદર્ભમાં વાત કરી રહ્યા છો.... ?' દેવદમની જાણુતી હતી છતાં અજાણુ રહીને પૂછયું.

' દેવદમની, હું તારી જ વાત કરી રહ્યો છું અરેખર મારા પૂર્વકર્મ શ્રેષ્ઠ હશે તો જ સંસારનું શ્રેષ્ઠ નારી રત્ન પામી શકયો છુ.'

દેવદમનીએ કશો ઉત્તર ન આપ્યો તે મહીચંદની

બાહોમાં લપેટાઈ ગઈ. મહીચંદે એક દિર્ઘ આશ્લેષ આપ્યો.

આમ સુખમાં દિવસો વીતવા લાગ્યા.

એક દિવસ રાજા ભરત દુઃખી લોકોનો વિચાર કરતો હતો આમ તો દરરોજ તેના મગજમાં ચિંતા તો રહેતી હતી જ....પણ આજે તેના આખા શરીરમાં શ્વાસ ચડી ગયો. જાણે તેને એમજ લાગ્યું કે તે કશો ઉદ્યમ કરી શકશે નહિ....સાવ વિકળ બની ગયો. અને તણખલા કરતાં પણ પોતાનાં જાતને એ રાજા અસાર સમજવા લાગ્યો.

આમ ચિંતામાં ને ચિંતામાં રાજા ભરત સાતમી શ્રેણી પર જયા એક વિશિષ્ટ શયનખંડ હતો ત્યાં ગયો.

સાતમી શ્રેણી પર આજુબાજુ આકાશ સ્પષ્ટ પણે દેખાતું હતું પણ શૈયા પર એક છત બાંધવામાં આવી હતી....નિર્મળ પવન આવે એ હેતુથી સુંદર બાંધકામ કરવામાં આવ્યું હતું.

હવે બન્યું એવું કે આ સમયે દૂર આકાશ દૂર દૂર ઊડતાં ઊડતાં ખૂબ થાકી ગયેલો એક અનંગકેતુ નામનો કોઈ ગુટિકાસિદ્ધ પુરુષ વીસામો લેવા માટે યોગ્ય અને એકાંત સ્થળ શોધતો હતો.

ત્યાં તેની દષ્ટિ આ રાજભવનના સાતમી શ્રેણી પર રહેલા કલાત્મક શૈયા પર પડી... તે નીચે ઉતરી આવ્યો. અને આજુબાજુ નજર કરી કોઇ દેખાયું નહિ.

અનંગકેતુએ મનમાં વિચાર્યું કે અહીં કોઈ અત્યારે સુવા માટે આવે તેમ જણાતું નથી. માટે થોડો આરામ કરી લઉં....

અને તે રાજા ભરતની શૈયા પર આરામથી સૂઈ ગયો.

મીઠો માદક પવન અને સુંદર બીછાના પર તો અનંગકેતુને થોડી જ પળમાં ઊંઘ આવી ગઈ અને નસકોરાં બોલવા માંડયા.

ત્યાં તેનું મોઢું ખુલ્લુ થયું અને આશ્ચર્ય વચ્ચે સોનાની જેવી જ કાંતિવાળી એક ગુટિકા બહાર નીકળી પડી. .

બરાબર આજ સમયે ભરત રાજા સાતમી શ્રેણી આવી ગયો તેણે પોતાની શૈયામાં બીજા પુરુષને સુતેલો જોઈને આશ્ચર્ય પામ્યો અને મોઢામાંથી સોના જેવી ગુટિકા નીકળી પડતાં પણ આશ્ચર્ય પામ્યો.

શરૂઆતમાં ભરત રાજા એકદમ ગુસ્સે થઈ ગયો અને પોતાની શૈયા પર આ અજાણ્યા પુરુષને સુતેલો જોઈને થયું કે આ કોણ દુરાચારી પુરુષ છે? અહીં ઘસઘસાટ ઊંઘી રહ્યો છે. દેવોને પણ આવી સુખશૈયા પ્રાપ્ત ન થાય.

રાજા આગળ વિચારે તે પહેલાં પેલી સોના જેવી ગુટિકા ચમકી રહી હતી. તેણે તરત જ વિચાર્યું કે આ ગુટિકાસિદ્ધ પુરુષ હોવો જોઈએ....

રાજા ભરતે હળવેક સોનાની ગુટિકા જયાં પડી હતી તે પોતાના હસ્તમાં લઈ લીધી.

અને ગુટિકા હાથમાં રાખીને રાજા થોડે દૂર ગયો અને એકદમ રાડ પાડીને કહ્યું: 'કોણ છે તું....? મારી શય્યામાં કેમ સુતો છે....?'

આ સાંભળીને અનંગકેતુ બેબાકળો બની ગયો અને તેણે એમ માન્યું હતું કે ગુટિકા હજી મુખમાં જ છે આથી રાજાને જોતા જ તેણે આકાશભણી કુદકો માર્યો.

પણ વ્યર્થ....!

ગુટિકા તો મુખમાં હતી નહિ. આથી તે નીચે પછડાયો. અને રાજાની ક્ષમા માગતાંકહ્યું: 'હે રાજન, હું અનંગકેતુ નામનો ગુટિકાસિદ્ધ પુરુષ છું.'

'પરંતુ તું મારી શૈયામાં શા માટે સુતો હતો....?'

'મહારાજ, હું શ્રી પર્વત તરફ જઈ રહ્યો હતો. માર્ગમાં ખૂબ થાક લાગવાને કારણે અહીં એકાંત શૈયા છે એમ જાણીને અહીં સુતો હતો. અને મારે વીસામાની જરૂર હતી....'

'સારું....હવે તું જઈ શકે છે....'

'પણ મહારાજ, મારા મુખમાંથી ગૃટિકા નીકળી પડી છે એથી ભૂમિચારી માનવની પેઠે હવે હું આકાશમાં અદ્ધર ઊડી શકતો નથી. માટે મને મારી ગુટિકા પાછી આપશો તો ચાલ્યો જઈશ. આપ મારા પર કૃપા કરો...'

રાજા ભરત પરોપકારી હતો જ તેણે અનંગકેતુના કરુણ વચનો સાંભળીને ગુટિકા પાછી આપી દીધી અને કહ્યુ: 'અનંગકેતુ, તારી વસ્તુ મારાથી કેમ લેવાય...? પણ એક વાત તારે મને સમજાવવી પડશે...!'

'કઈ વાત....?' અનંગકેતુ તો ગુટિકા પરત મળ્યા પછી આનંદમાં આવી ગયો.

'તું અને આ ગુટિકા કેવી રાતે મેળવી તે મને જણાવ....'

'સાંભળો મહારાજ, અહીંથી ઘણે દૂર એક વિશાળ અને સુંદર મલય નામનું શિખર છે. આજુબાજુ વન પ્રદેશ છે ત્યાં શામસેહરદેવ ભગવાનનું મંદિર છે તે મંદિર ઘણું જ પ્રાચીન છે. તે મંદિર આજે પણ અખંડ અને દૈદિપ્યમાન છે ગોળગોળ ક્યારાઓમાં ઉગેલા અને ભયાનક સર્પોથી વીંટળાયેલા મલય નામના ચંદનના વૃક્ષોને લીધે એ મંદિર વિશેષ રમણીય બને છે. હવે મારી વાત બરાબર ગ્રહણ કરજો. ત્યાં એ દેવનું ભડ-ભડતા અગ્નિસમાન ઉકળતું ફળફળતું ન્હવણ ટીપે ટીપે ટપકતું નીચે પડે છે. અને જે ન્હવણ પડે છે તેને પુરુષ પોતાની હથેલીમાં છ મહિના સુધી ઝીલ્યા કરે અને તેનો સ્પર્શ બરાબર કર્યા કરે તેજ પુરુષ આવી ગુટિકા મેળવી શકે છે. સાથોસાથ એ વાતનું ધ્યાન રાખવું

પુષ્પો ચઢાવ્યા....

ત્યારબાદ તેણે દેવની સ્તુતિ ગાઈ. સુમધુર અવાજે ગવાતી સ્તુતિએ વાતાવરણમાં એક ભક્તની ભાવનાનું સ્વરૂપ ખડું કરી દીધું હતું.

રાજા ભરત સ્તુતિ ઘણાજ ભાવવાહી સ્વરે ગાતો હતો. અને સ્તુતિ પુરી કર્યા બાદ ત્રણવાર વંદન કરીને મંદિરની બહાર આવ્યો અને અનંગકેતુએ જે વૃક્ષની વાત કરી હતી તે તરફ થોડા ઘણા માણસો ઊભેલા જોયા રાજા આશ્ચર્ય પામ્યો.

ભરત રાજા તો આશ્ચર્ય સાથે તે તરફ ગયો અને એક વ્યક્તિને પૂછ્યું: 'ભાઈ, તમે અહીં શું કરી રહ્યા છો....?'

'અમે અહીં ગુટિકા મેળવવા માટેનો પ્રયત્ન કરીએ છીએ પરંતુ અહીંથી જે ન્હવણ પડે છે તે હાથમાં બરાબર ઝીલી શકાતું નથી.'

'કેમ એમ થાય છે....?' રાજાએ પ્રશ્ન કર્યો.

'અમને બધાને એવી બીક લાગે છે જો હાથ બળી જશે તો....આથી ન્હવણ પડે તે પહેલાં જ હાથ અસ્થિર બની જાય છે. આથી અમારી સાધના અધુરી જ રહી ગઈ છે....આપ કોણ છો....?'

'વટેમાર્ગુ' રાજાએ ટૂંકમાં જવાબ આપ્યો.

'અમે એકસોને આઠ જેટલા સાધકો છીએ પરંતુ

લાગ્યા કે આજ મધરાતે કોઈને કહ્યા વગર નીકળી પડુ. જો મહાદેવીને વાત કરીશ તો રજા નહિં આપે....માટે ચુપચુપ નીકળી જવું.

રાજા ભરત રાત્રિ પડવાની રાહ જોવા લાગ્યો.

અને ભરત રાજાએ મનમાં નિશ્ચય કર્યા પ્રમાણે અર્ધ રાત્રિએ મલય શિખર પર જવા નીકળો પડયો પોતાની સાથે એક અશ્વ, તલવાર અને સોનામહોરો લીધી.

રાજાને થયું કે આ એક સાહસ છે. તેમાં ડર રાખ્યે કંઈ થઈ શકે નહિ....

લગભગ પંદર દિવસના અવિરત પ્રવાસ ખેડયા બાદ તે નિર્ધારિત સ્થળે પહોંચી ગયો.

રાજા ભરત મલય નામના પર્વતની તળેટીએ પહોંચી ગયો. ત્યાં રાતવાસો કર્યો અને ભેકાર રાત્રિ હતી.... સૂઈ જવા માટે તે જગ્યા શોધવા લાગ્યો પણ કોઈ નિરાપદ સ્થાન મળ્યું નહિ આથી તે એક વૃક્ષ પર સૂઈ ગયો. રાત્રિકાળ દરમ્યાન પશુ–પક્ષીઓના ચિત્કાર ભર્યા અવાજો સંભળાતા હતા.

ભરત રાજા ડર્યા વિના નિરાંતે સૂઈ ગયા....

પ્રાતઃકાળે વહેલા ઊઠીને બાજુમાં એક નાનું સરોવર હતું ત્યાં સ્નાન વિગેરે કર્યું અને થોડું ઘણું ભાતું વધ્યું હતું તે વાપર્યું અને આગળ વધવા માટેની તૈયારી કરી. અશ્વને ત્યાં જ તળેટી પાસે બાંધી દીધો.

રાજા ભરતે મોટા મોટા તાપિચ્છ ગુચ્છા સમાન, ચકચકતી કાંતિવાળા કાળા મોટી મોટી ફણોવાળા સર્પોને ચંદનના ઝાડો ઉપર ગોળાકારે વીંટીને લટકતા જોયા.

શરૂઆતમાં રાજા ગભરાયો પરંતુ હિંમત એકઠી કરીને આગળ વધ્યો. માર્ગમાં કાંટા ઝાંખરા ખૂબ હતા. સૂર્યનો પ્રકાશ પણ સામાન્ય આવતો હતો.

જંગલી હાથીની સૂંઢના પ્રહારને લીધે ખોખરા થઈ ગયેલા ચંદનના વનમાંથી નીકળતી મઘમઘતી સુગંધથી ભરેલ ત્યાં ચારેકોર ફેલાયેલી હવાને અનુભવી.

પ્રાતઃકાળનો સમય હતો. ચંદનના વૃક્ષો સાથેની માદક હવા મનને પ્રસન્ન બનાવતી હતી.

ત્યાં સામેથી એક માનવીને નીચે ઉતરતો જોયો ભરત રાજાએ તેને ઊભો રાખ્યો અને પૂછ્યું : 'ભાઈ, આપ ઉપરથી આવો છો... ?'

'હા....કેમ....?'

'મારે એટલું જાણવું હતું કે શિખર પર રામસેહરદેવનું મંદિર છે ને....?'

'હા... હવે બહુ દૂર નથી પણ સાચવીને જજો... રસ્તામાં ઝેરી સર્પો ડંખ ન મારી દે તેનુ ધ્યાન રાખશો.'

'આભાર....' રાજા ભરત આગળ વધ્યો.

ત્યાં તો રાજાએ સુમધુર સંગીતના સ્વરો સાંભળ્યા.

ગુટિકા મેળવવા માટે હજુ સુધી કોઈને સફળતા મળી નથી .'

'ભાઈ, આ કાર્ય તો એવું છે કે મન મક્કમ હોય ....આત્મવિશ્વાસ હોય તો કોઇપણ કાર્ય સહેલું થઈ પડે છે અને સિદધીની વરમાળા ગોતવા કે લેવા જવું પડતું નથી પરંતુ આપોઆપ ગળામાં પડી જાય છે....'

પેલા સાધકને રાજાની વાત યોગ્ય લાગી અને કહ્યું : 'આપની વાત સત્ય છે. પરંતુ અમારા અંતરમાં જે બીક પેસી ગઈ છે તે હવે નીકળે તેમ નથી. આથી કશું કરવું તે સમજાતું નથી.'

'આપ મુંઝાશો નહિ. મને વિશ્વાસ છે કે મને આ કાર્યમાં સફળતા મળશે...' આમ કહીને ભરત રાજા આગળ વધ્યો.

રાજાએ જોયુ કે આ ન્હવણ કયાંથી પડે છે તે ખ્યાલ આવતો નથી. પરંતુ નિરંતર ટીપા પડતાં હતાં.

રાજાએ મન મક્કમ કર્યું. રાજા રાતા અશોકની જેવા લાલચોળ પોતાના બન્ને હાથનું સંપુટ કરીને બન્ને હાથનો ખોબો વાળીને તે ફળફળતા ન્હવણના પાણીને અવ્યાકુળ-ચિત્તે ઝીલવા તૈયાર થયો.

ભરત રાજા મનમાં નવકાર મંત્રનું સ્મરણ કરવા લાગ્યો. અડગ શ્રદ્ધા હતી. શ્રી જીનેશ્વર ભગવંતની ભક્તિમાં ચિત્ત પોરવ્યું.

માનવી જ્યારે પોતાના જીવનમાં શ્રદ્ધા, આત્મવિશ્વાસ

અને આત્મનિશ્ચયને સ્થાન આપે છે ત્યારે તેના કાર્યો સફળ થતાં હોય છે.

ભરત રાજાએ ખોળો ધરીને રાખ્યો ત્યારે તેણે કશી આશા નહોતી રાખી....નહોતી કશી બીક રાખી....

નવકાર મંત્રનું સ્મરણ ચાલુ જ હતું ત્યાં જ ખોળામાં ફણફણતા તાંબાના રસ જેવા એ લાલચોળ પાણીની ધાર પડવા લાગી.

ન હાયકારો....ન કોઈ બળતરા....મુખ પર એટલી જ પ્રસન્નતા....

રાજા આ ધાર ઝીલવા લાગ્યો. રાજાની એકપણ આંગળી જે જગ્યાએ સ્થિર હતી તે જગ્યાએ જ રહી.... જરા પણ ખસી નહિ....

અને તરત જ દેવ રાજાની અડગ શ્રધ્ધા, આત્મવિશ્વાસ જોઈને આનંદિત થયો તેણે પ્રસન્ન ભાવે રાજાના હાથમાં વાંછેલી ગુટિકા મુકી....

આ ગુટિકા મેળવવા માટે છ–છ મહિના સુધી આરાધના કરવી પડે તે રાજાને થોડી પળોની સાધનામાં જ પ્રાપ્ત થઈ ગઈ....

આ સાધના પાછળ અડગ શ્રધ્ધા અને આત્મવિશ્વાસનો જ વિજય થયો હતો.

હેવે અતિ પ્રસન્ન ભાવે ભરત રાજાને ગુટિકા અર્પણ કરી.

૫

જે ગુટિકા મેળવવા માટે છ–છ મહિના સુધી તપ આદરવું પડે તે કેવળ થોડી જ પળોમાં રાજાએ ગ્રહણ કરી.

ભરત રાજાનું પરોપકારી હૃદય બોલી ઊઠ્યું: ઓહ...! છેલ્લા કેટલાય સમયથી આ એકસો આઠ સાધકો સાધના કરી રહ્યા છે. તેઓ આ ગુટિકા મેળવી શકયા નથી....આ બધા ગુટિકા વગરના છે એમનો ગુટિકા મેળવવાનો મનોરથ પુરો થયો નથી આથી મારે એકલાએ શા માટે ગુટિકા ધારણ કરવી જોઈએ....?

આમ વિચારીને રાજાએ તે ગુટિકા જે સાધક સાથે વાતચીત કરી હતી તેને આપી દીધી.

સાધક તો ગુટિકા જોઈને આનંદિત થયો અને આનંદભર્યા સ્વરે પૂછ્યું: ઓહ....આપ તો મહાપુરુષ છો. અમે આટલા સમયથી સાધના કરીએ છીએ છતાં દેવ અમારા પર પ્રસન્ન થયા નહિ અને આપના પર થોડી પળોમાં જ પ્રસન્ન થઈને ગુટિકા અર્પણ કરી દીધી.

'હા....એમાં આત્મશ્રદ્ધાનું અનોખું બળ રહેલું છે. ભાવભરી ભક્તિ અને સાધના માનવીને સફળતાને માર્ગે લઈ જાય છે.'

'મહાત્મન, આપે આ ગુટિકા મને કેમ આપી દીધી....? એ વાત હજુ મને સમજાતી નથી....!'

'સાધક, મને વિચાર આવ્યો કે તમે બધા કેટલાય સમયથી સાધના કરતા આવ્યા છો....ઘણા વિકટો સહન કર્યા હશે....તમારા બધાનો ગુટિકા મેળવવાનો મનોરથ પુર્ણ થયો નથી આથી આ ગુટિકા મારે રાખીને શું કરવી....?'

'વાહ....આપ મહાન છો....પરોપકારી છો....આપનો વિજય ત્રણુલોકમાં થશે....' પેલો સાધક ધન્ય ધન્ય બોલી ઊઠયો.

ભરત રાજાએ કહ્યું: 'આપનું મન પ્રસન્ન બન્યું તે જાણીને આજ મારો આત્મા પ્રસન્ન બન્યો છે. આપનો ચહેરો પ્રસન્નતાથી મહેકી ઊઠયો છે....'

પેલા સાધકે ફરીવાર વંદન કર્યા અને અન્યત્ર ચાલ્યો ગયો.

ભરત રાજાએ મનમાં વિચાર્યું કે અહીં એકસો આઠ સાધકો છે તો તેમને દરેકને એકએક ગુટિકા મળી જાય તો દરેકનો આત્મા કેટલો પ્રસન્ન બનશે...!

આમ વિચારીને તે ફરીને ગુટિકા મેળવવા એ ન્હવણ ઝીલવાનો પ્રયત્ન શરૂ કર્યો

ધગધગતું....ફળફળતું ન્હવણ અકંપ રહીને ઝીલવા લાગ્યો.

દેવે ફરી પ્રસન્ન થઈને એક બીજી ગુટિકા મુકી.

ભરત રાજાએ એ ગુટિકા એક બીજા સાધકને આપી દીધી. તે સાધક પણ ધન્ય ધન્ય કહેતો ચાલ્યો ગયો.

આમ ભરત રાજા વારંવાર આવી રીતે ગુટિકા પ્રાપ્ત કરવા લાગ્યો. અને ત્યાં સાધના કરવા માટે આવેલા સાધકોને અર્પણ કરવા લાગ્યો.

હવે બન્યુ એવું કે ધગધગતું આ ન્હવણથી ભરત રાજાના હસ્તમાં વિશેષ બળતરા થવા લાગી....તેની આંગળીઓ માંસ અને લોહી સાથે તુટી પડી છતાંય તે સર્વથા અકંપ રહ્યો. લેશમાત્ર ચલિત ન થયો.

સાધકો પણ વિચારવા લાગ્યા કે મારો સાધક તો આજ છે ઓહ ઘણી જ શ્રેષ્ઠ સાધના....સહનશક્તિ... ધૈર્ય ....આ કોઈ મહાપુરુષ લાગે છે.

આ તરફ દેવ પણ પ્રસન્ન બની ગયા અને ભરત રાજાની સહનશક્તિ, ધૈર્ય જોઈને પ્રગટ થયા અને આનંદભર્યા સ્વરે કહ્યું : 'સત્સ, તારું ધૈર્ય જોઈને હું ધન્ય બન્યો છું....'

'ભગવંત, એ તો આપના આશિર્વાદના બળે જ હું ટકી રહ્યો છું... મારા અંતરમાં આપના પ્રત્યેની શ્રદ્ધા અપાર છે એટલે મને શું થવાનું હતુ....?'

દેવ પણ ઘડીભર વિચારવા લાગ્યા કે ખરેખર આ ઉત્તમ પુરુષ છે. દેવે એક પ્રશ્ન કર્યો.

'વત્સ, મને એક વાત સમજાતી નથી....'

'કઈ વાત....?'

'અહીં જે ગુટિકા પ્રાપ્ત કરવા માટે આવે છે તેને અખંડ છ મહિના સુધી સાધના કરવી પડે છે અને મારા ઊના ઊના ફળફળતા ન્હવણને પોતાની હથેળીમાં ઝીલે છે. તેને હું એક જ ગુટિકા આપું છુ પણ તે તો મારી પાસેથી દસ ગુટિકા લઈ લીધી....'

'હા... આપની વાત સાચી છે....'

'અને એક બીજું આશ્ચર્ય છે....'

'આશ્ચર્ય....?' રાજાના નયનો વિસ્ફરિત થયા.

'હા....આ મારી આપેલી દશેય ગુટિકા તે અહીં સાધના કરવા માટે આવેલા સાધકોને આપી દીધી તેં પોતે એકપણ રાખી નહિ. આથી તારી ઉદારતા અપાર છે પરોપકારીપણું કેટલું સમૃદ્ધ છે ખરેખર હું ધન્ય બન્યો છું. તારામાં અપાર શ્રદ્ધા, આત્મબળ અને વિશ્વાસ વસેલા છે. તારા આ પ્રકારના સદ્‌ગુણો જોઈ ને હું ઘણો જ પ્રસન્ન બન્યો છું તું વરદાન માંગી લે....'

'મહાત્મન, આપના આશીર્વાદ હરહંમેશ મારા પર વરસો એજ મારી મહેચ્છા છે....' રાજાએ દેવને વંદન કરતાં કહ્યું.

'નહિ....તારે મારી પ્રસન્નતા ખાતર કંઈક માગવું જ પડશે....'

રાજાએ ત્યાં ઉભેલા અન્ય સાધકો પર દષ્ટિ ફેંકી અને તેમના ચહેરાના ભાવ નીહાળ્યા અને એકાએક નિર્ણય કરીને રાજાએ કહ્યું : 'પ્રભુ, આપ તો મહાન છો. અમે આપની પાસે ચરણરજ સરખા પણ ન ગણાઈએ.... આપ જાણો છો આ બિચારા હંમેશાના રાંક એવા દરિદ્ર લોકો છે. માટે તેમના ઉપર જ થઈ શકે તો થોડો ઘણો ઉપકાર કરવો યુક્ત છે....'

'હા....હા... તું તારે વિગતથી મને સમજાવ....' દેવ પ્રસન્ન હતા.

'પ્રભુ, આ લોકોમાંના મેં દશ લોકોને ગુટિકા આપી દીધી છે પણ જેમને ગુટિકા મળી નથી તેઓ ઘણા બાકી પડયા છે આપ મારી પ્રાર્થના સ્વીકારી એ લોકોને ગુટિકા આપવાની કૃપા કરો. એ લોકોની આશા અને અરમાન પુરા કરો અને પોતપોતાને સ્થાને જવાની રજા આપો.'

દેવે પ્રસન્ન હૃદયે રાજાની આ માગણી સ્વીકારી અને બાકીના બધા સાધકોને એક એક ગુટિકા આપી અને દેવે રાજા સામે જોઈ ને કહ્યું : 'રાજન, હવે તો તું પ્રસન્ન બન્યો ને....!'

'હા....દેવ, મારી પ્રસન્નતા અપાર છે.'

'મારા તરફથી તને પણ સોનાની કાંતિ જેવી આકાશમાં ઊડી શકાય તેવી ગુટિકા અર્પણ કરું છું....'

રાજાએ નમન કરીને ગુટિકા લઇ લીધી અને ફરીવાર વંદન કર્યાં.

દેવે કહ્યું: 'વત્સ, મને તારા પ્રત્યે અપાર લાગણી થઇ ગઈ છે. ક્યારેય પણ મારી સાધના કરીશ તો અચુક હું હાજર થઈ જઈશ....'

આટલું કહીને દેવ અદૃશ્ય થઈ ગયા.

એકસો ને આઠ સાધકો જે ઘણા સમયથી સાધના કરતા હતા તે લોકો ગુટિકા ગ્રહણ કરીને વિદાય થયા.

રાજાએ પણ ત્રણ નવકારમંત્ર ગણીને ગુટિકા મુખમાં નાંખી અને આકાશ તરફ ઉડવા લાગ્યો.

ભરત રાજા તો આંખ મીંચાઈને ઊઘડે એટલી જ વારમાં મરહદ્ર દેશના ઉત્તમોત્તમ નગરી રિદ્રપુરમાં પહોંચ્યો.

રિદ્રપુર નગરી ભવ્ય હતી....પ્રજા પણ સુખી અને સમૃધ્ધ હતી. રાજાને નવાઈ લાગી કે આતો ઘણું આશ્ચર્ય છે....! આંખના એક પલકારામાં ક્યાંય પહોંચી ગયો. ખરેખર આ સિધ્ધી અપાર છે.

રાજા નગરીનું સૌંદર્ય જોઈને આનંદ પામ્યો અને ચારે તરફ નજર માંડી.

ત્યાં એકાએક ભરત રાજાની નજર મુખ્ય રાજમાર્ગ પર એક પુરુષને પકડીને લઈ જતા રાજપુરુષોને જોયા.

રાજાએ જોયું જે પુરુષને પકડીને લઈ જતાં હતાં તે ઘણો તેજસ્વી લાગતો હતો. રસ્તામાં કિકિયારીઓ થતી હતી. નાના નાના ભુલકાઓ પણ અવાજ કરતા હતા. મોટા લોકો ઠઠ્ઠા મશ્કરી કરતા હતા.

અને તમાશાને તેડું ન હોય એમ માનીને તે પુરુષની ઠેકડી કરતા હતા.

પાછળ પાછળ રાજપુરુષો હતા. સૈનિકો તે પુરુષને પકડીને આગળ ચલાવતા હતા.

આગળ મૃદંગનો ભયાનક અવાજ થતો હતો. ડિંડિમ પણ વાગતું હતું. એ સમયમાં ડિંડિમ વાગતું ત્યારે લોકો સમજતાં કે આજ કોઈનો વધ થનારો છે... એમાં ય આ પુરુષને પકડી લઈ જતો જોઈને સૌ સમજી ગયા કે આજે આ પુરુષનો વધ થશે.

આ પુરુષ પ્રત્યે કોઈના મુખપર દયાભાવ હોય તેવું ભરત રાજાએ નીહાળ્યું નહિ..

ભરત રાજાની લાગણી ઉભરાઈ આવી અને મનમાં વિચાર્યું કે શા માટે આ પુરુષને વધસ્થાને લઈ જવામાં આવે છે...? આ પુરુષે એવો શો દોષ કર્યો છે કે તેને આવી આકરી સજા આપવામાં આવે છે...? કેટલો સોહામણો અને સુંદર પુરુષ છે મારે આ પુરુષને બચાવવો

જોઈએ....આ નિર્દોષ પુરુષ પર અકારણ સજા થઇ હોવી જોઈએ.

રાજાના અંતરમાં કરુણા પ્રગટી અને તરત જ તે નીચે ઉતર્યો અને પ્રજાજનો, રાજપુરુષો અને સૈનિકોના આશ્ચર્ય વચ્ચે તે સુંદર પુરુષને બે હાથ વડે અદ્ધર કર્યો... અને આકાશ પર લઇ ગયો.

રાજપુરુષો આશ્ચર્ય પામ્યા. નગરજનોને નવાઈ લાગી....સૈનિકો વિચારમાં પડ્યા કે આ શું થઈ ગયું...?

રાજપુરુષો ઘાંઘાવાંઘા થઇ ગયા અને આકાશમાં ઉડનાર રાજા ભરત અને પેલા પુરુષને કઇ રીતે પકડવા તે સમજાતું નહોતું.

એક સૈનિક તો છિદ્રપુર નગરીના રાજાને સમાચાર આપવા ગયો.

આ તરફ ભરત રાજા પેલા પુરુષને લઈને આકાશ-માર્ગે આગળ નીકળી ગયો. અને સીધો પોતાની નગરીમાં આવી પહોંચ્યો. અને પોતાના રાજભવનની સાતમી માળની અગાશીમાં ઉતરી પડ્યો.

'સંધ્યાકાળ શરૂ થઈ ગયો હતો....રાજાને થાક લાગ્યો હતો તેથી તે પુરુષને બેસાડીને પોતાની સુખ-શૈયામાં વિસામો લેવા સુઈ ગયો....

ત્યાં જ એક સેવક સાતમી સોપાનશ્રેણી પર આવ્યો અને સુખ શૈયા પર રાજાજીને સુતેલા જોઈને.

આનંદ પામ્યો અને અજાણ્યા પુરુષને જોઈને પ્રશ્ન કર્યો : ‘આપ શ્રીમાન કોણ છો ? અને અહીં શું કરો છો....?’

‘આપના રાજા મને અહીં લઈ આવ્યા છે.... શામાટે લઈ આવ્યા છે તેની મને ખબર નથી....!’

સેવકે બીજા સવાલ ન કર્યા અને તેણે યુવરાજ અને મહાદેવીને મહારાજ પધાર્યા છે તે સમાચાર આપ્યા.

આ સમાચાર સાંભળીને મહાદેવી, યુવરાજ, મહામંત્રી રાજના કર્મચારીઓ સર્વ લોકો ઉપર સાતમી શ્રેણીની અગાશીએ આવ્યા અને બધાનો અવાજ અને જયનાદ સાંભળીને રાજા ભરત ઊઠી ગયા.

ભરત રાજાએ સર્વનું અભિવાદન કર્યું.

મહામંત્રી અને અન્ય કર્મચારીઓએ રાજાનો જયનાદ કર્યો. રાજાએ બધાની કુશળતા પુછી અને થોડી વાર સામાન્ય વાતચીત કરીને બધાએ વિદાય લીધી. રાજા નીચે પોતાના શયનકક્ષમાં આવ્યા.

રાજાએ પેલા સાથે આવેલા પુરુષને અતિથીગૃહમાં મોકલી આપ્યો અને એક સેવકને તેની દેખભાળ માટે મુકયો.

શયનકક્ષમાં આવતાં જ મહાદેવીએ પ્રશ્ન કર્યો : ‘સ્વામી, આપ એકાએક કયાં ચાલ્યા ગયા હતા....?’

‘એ વાત હું નિરાંતે કરીશ....તું તો સ્વસ્થ છે ને...?’

‘હા....આપના વગર રાજભવન સુનું સુનું લાગતું હતું....’

'દેવી, ઘણીવાર માનવીને અનિચ્છાએ અન્યત્ર જવું પડે છે....પણ રાત્રિ થવા આવી છે માટે સ્નાનકાર્ય કરવું છે તું એક સેવકને જણાવને....!'

મહાદેવીએ તરત જ એક દાસીને બુમ પાડી....

થોડી પળોમાં દાસી હાજર થઈ ગઈ અને નમન કરતાં કહ્યું: 'શી આજ્ઞા છે....મહાદેવી?'

'મહારાજ અત્યારે સ્નાન કરવાના છે. તે અંગેની સઘળી તૈયારી કરવાની સુચના આપી દે અને ઉષ્ણજળ-શીતળ જળ વિગેરે સ્નાનગૃહમાં મુકી દેજે....

ભરત રાજા સ્નાનાગૃહમાં ગયા અને સામાન્ય ઉષ્ણ જળ વડે સ્નાન કરવા લાગ્યા તે પહેલાં તેલ મર્દન કર્યું.

સ્નાનાદિથી નિવૃત થઈને વસ્ત્ર પરિવર્તન માટે અન્ય ખંડમાં ગયા.

થોડીવારમાં ભરત રાજા મહાદેવી પાસે આવ્યા મહારાજને જોતાં જ મહાદેવી ઊભાં થઈ ગયાં....

મહાદેવીએ જોયું તો બાજુમાં યુવરાજ મહીચંદની પત્ની દેવદમની ઊભી હતી.

દેવદમનીએ આગળ આવીને સસરાને નમન કર્યાં અને ખૂબ જ ભાવભર્યા સ્વરે કહ્યું: 'પિતાજી, આપને આટલા દિવસો સુધી ન જોતાં સમગ્ર નગરીમાં ચિંતાનું

મોજું ફરી વળ્યું હતું કારણ કે આપ કશા સમાચાર આપ્યા વિના જતા રહ્યા હતા.'

'પુત્રી, ઘણીવાર એવા સંજોગો ઊભા થાય છે ત્યારે જ આ પ્રકારે બને છે. હવે ચિંતા કરવાનું કોઇ કારણ નથી....'

દેવદત્તાની ફરીને વંદન કરીને પોતાના આવાસમાં ચાલી ગઇ.

મહાદેવીએ પ્રશ્ન કર્યો : 'સ્વામી, આપના અચાનક ચાલ્યા જવાથી ખરેખર બધાના અંતરમાં કશુ ક બન્યાની ગંધ આવી હતી. આટલા દિવસો કયા હતા....? કયાં રહ્યા હતા....? આપે એ વાત અમને જણાવી નહિ.'

'દેવી, હું કયાં હતો....અને મેં શું કર્યું તે વાત જાણવી છે....?' રાજાએ પ્રસન્ન સ્વરે કહ્યું.

'હા....જો આપને હરકત ન હોય તો.'

રાજાએ અનંગકેતુથી માંડીને રાજમહેલમાં આવ્યા સુધીની વાત કરી દીધી.

'સ્વામી, આપનું પરોપકારભર્યું હૈયું જાણીને મને ખૂબજ આનંદ થયો છે.' પુરી વાત સાંભળી લીધા પછી મહાદેવીએ કહ્યુ.

'દેવી, એક વાત તને જણાવું કે જયારે પણ મારી નજર સમક્ષ એવુ કંઇ બનવા પામે છે ત્યારે

મારું હૃદય દ્રવી જાય છે અને તેનું કલ્યાણ કરવાની ભાવના થઈ આવે છે. સાથોસાથ શ્રી જીનેશ્વર ભગવંતની કૃપા છે એટલે મારી આશાઓ પુરી થાય છે....'

'સ્વામી, આપ પ્રવાસના શ્રમથી થાકી ગયા હશો. આપને આરામની જરૂર છે. આપ હવે શયનકક્ષમાં પધારો.'

રાજા-રાણી બન્ને શયનગૃહ તરફ વળ્યા.

બીજે દિવસે સમગ્ર નગરીમાં વાયુવેગે સમાચાર પ્રસરી ગયા કે મહારાજા પાછા આવી ગયા છે ત્યારે સૌના મન આનંદિત બની ગયા અને એક ભવ્ય મહોત્સવની તૈયારી કરવા લાગ્યા.

## ૬

નગરમાં તોરણો બંધાયા...રંગોળી કરવામાં આવી... લોકોના હૈયા પ્રસન્ન બની ગયા પોતાના પ્રિય રાજવી પાછા આવી ગયા તે જાણીને રાજસભામાં એક સંગીતના કાર્યક્રમનું આયોજન કરવામાં આવ્યું. ભરત રાજાને સાંભળવા પુરતો જ શોખ હતો પરંતુ બહુ લક્ષ દેતા નહિ...

રાત્રિના પ્રથમ પ્રહર પછી સંગીતનો ભવ્ય જલસો ગોઠવવામાં આવ્યો હતો. નગરીના મુખ્ય મુખ્ય નગરજનો આવી ગયા હતા. એક તરફ મંચ ગોઠવવામાં આવ્યો હતો. બીજી તરફ રાજ પરિવારના સભ્યો માટેની બેઠક રાખવામાં આવી હતી.

આજના જલસામાં સુપ્રસિદ્ધ બંસરીવાદક કૃપાચાર્યનું બંસરી વાદન ગોઠવવામાં આવ્યું હતું. લગભગ ચાલીસ વર્ષના કૃપાચાર્યની ફૂંકમાં જ બંસરીનું માધુર્ય ખીલી ઉઠતું.

છેલ્લા પાંચ વર્ષથી તેઓ ભોગપુર નગરીમાં જ રહેતા હતા. અને સાધના કરતા હતા.

સભામંડપ ખીચોખીચ ભરાઇ ગયો હતો. શ્રોતાજનો ક્યારે કાર્યક્રમની શરૂઆત થાય તેની રાહ જોતા હતા. ત્યાં જ મહારાજાના આગમન સૂચક અવાજ થયો.

થોડીવારમાં મહારાજા, મહાદેવી અને યુવરાજ, દેવદમની વગેરે સભા મંડપમાં આવ્યા.

સર્વ પ્રજાજનોએ જયનાદ પોકાર્યો અને પોત પોતાની બેઠક પરથી ઊભા થઈ ગયા. રાજાએ આસન ગ્રહણ કર્યા બાદ બધા સભાજનો બેસી ગયા.

રાજ્યના વયોવૃદ્ધ મંત્રી ભુર્જલ ઊભા થયા અને વિનમ્ર સ્વરે કહ્યું: 'મહાનુભાવો, આજ સારીય નગરીમાં આનંદનો ઉત્સવ રચાયો છે. આપણા મહારાજાધિરાજ અચાનક ચાલ્યા જવાથી સારી નગરી ચિંતારહિત હતી... અને ગઈકાલે એકાએક આવ્યા તેથી સર્વના મન પ્રસન્ન બની ગયા...મહારાજા અમુક કારણોસર બહાર ગયા હતા અને તેઓ નગરીમાં પાછા આવી ગયા તેજ આપણા સૌના અહોભાગ્ય છે. આનંદની વહેંચણીના એક ભાગરૂપે આજે સુપ્રસિદ્ધ બંસરીવાદક શ્રી કૃપાચાર્યજીનો કાર્યક્રમ રાખવામાં આવ્યો છે. શ્રી કૃપાચાર્યજીનો પરિચય આપવાની જરૂર લાગતી નથી. છેલ્લા થોડા સમયથી તેઓ આપણી નગરીમાં સ્થિર થયા છે તે આપણા

સૌ માટે સૌભાગ્યની વાત છે. મહારાજ અને મહાદેવી અનુમતિ આપે એટલે કાર્યક્રમની શરૂઆત થાય...'

આટલું કહીને મહામંત્રી પોતાના આસન પર બેસી ગયા.

મહારાજાએ મૌનભાવે અનુમતિ આપી.

મંચ પર બેઠેલા શ્રી કૃપાચાર્યજીએ મહારાજ અને મહાદેવીને નમન કર્યા. ત્યારબાદ સર્વ શ્રોતાજનો સમક્ષ હાથ જોડયા અને કહ્યું: મહાનુભાવો. આજ આપની સમક્ષ હું 'જયશ્રી' નામનો રાગિણી બજાવીશ. આ રાગિણી શ્રૃંગારપ્રધાન છે. મનને આનંદ કરે.... આત્માને તૃપ્તિ આપે.... આજ સૌના હૃદયમાં ઉમંગ નાચી રહ્યો છે તે ઉમંગને વધાવવા અને ટકાવી રાખવા 'જયશ્રી' રગિણી આપને અવશ્ય ગમશે....'

સૌએ જયનાદ ગજવીને કલાકારને બીરદાવી લીધા..

શ્રી કૃપાચાર્યએ બંસરીપર જયશ્રી 'રાગિણીના સ્વરો વહેતા મુકયા. મૃદંગમાં રાજ્યના મૃદંગવાદક જ બેઠા હતા.

બંસરી પર 'જયશ્રી' રાગિણીનું માધુર્ય ખીલી ઊઠયું. શરૂઆતમાં આલાપચારી થઈ....

'જયશ્રી' રાગિણીના આલાપમાં જ જાણ્યે માનવીની આશાઓ, ઉમંગોને વધાવી લેવા ન આવી હોય....! તેમ લાગતું હતું

સર્વ શ્રોતાજનો ખૂબ જ શાંતિથી રાગિણીના સ્વરોનો રસ પી રહ્યા હતા સભામંડપમાં જરાપણ ઘોંઘાટ થતો નહોતો કલાકારની કલાને વારંવાર બીરદાવતા હતા.

એક શ્રોતાજન તો બોલી ઉઠયો વાહ....સાધના અદ્‌ભૂત છે.... ધન્ય છે કલાકારને અને તેના કલાને....!

આલાપ પુરો થયો.

દ્રુત ગતિમાં આલાપ શરૂ થયો.... સર્વના મનમાં આનંદની છોળો ઉડવા લાગી

રાજા પણ પ્રસન્ન બની ગયા.

મહાદેવીના મુખ પર પણ પ્રસન્નતા વરતાતી હતી.

યુવરાજ્ઞી દેવદમતીના ચહેરા પરથી કલ્પી શકાતું હતું કે જાણુએ હજરાહજુર 'જયશ્રી' રાગિણી ન બેઠી હોય....એવી મનોરમ્ય પ્રસન્નતા છલકાતી હતી.

થોડીવારમાં તો 'જયશ્રી' રાગિણી મૃંદગ સાથે વાગવા લાગી....

અને....

લગભગ દોઢ ઘટિકા બાદ 'જયશ્રી' રાગિણી પુરી થઈ....

'શ્રોતાજનો ધન્ય ધન્ય પોકારી ઉઠયા. રાજાએ પણ ધન્યવાદ આપ્યા.

થોડીવારના વિરામ બાદ એક રાગ બજાવવો શરૂ કર્યો તે પણ ભવ્ય હતો....

બધા આનંદ પામ્યા.

કાર્યક્રમ પુરો થયો.

રાજાએ કલાકારની સાધનાને બીરદાવવા એક હજાર સૌનેયા અર્પણ કર્યા અને આપતાં કહ્યું: 'કૃપાચાર્યજી, કલાકારની સાધનાને પારખવાની શક્તિ મારામાં નથી.... કલાની કોઈ કિંમત નથી હોતી....તે તો ભવ્ય હોય છે...' માનવી પોતાની કલા ત્યારે જ પીરસી શકે કે તેના અંતરમાં લાગણીના, પ્રેમના, વિરહના સ્વરો ઊભા થાય. સંગીત પણ એક એવી કલા છે જેમાં અંતરનું સંગીત વાગે છે. પોતાની ભાવના પ્રદર્શિત થાય છે. પ્રેમ કહો, વિરહ કહો કે ત્યાગ કહો...સંગીતમા એ જાદુ છે. માનવીના જીવનને રસ તરબોળ કરી દેનારો પ્રાણ છે. કૃપાચાર્યજી, આપની કલા શ્રેઠ છે. આપની સાધના અજોડ છે. મારા તરફથી નાની એવી ભેટ સ્વીકારીને મને કૃતાર્થ કરો...'

કૃપાચાર્ય મહારાજને નમી પડયો ત્યારે મહારાજાએ તેને બાથમાં લીધો અને કહ્યું: 'કૃપાચાર્યજી, કલા કે કલાકારનું સ્થાન અહીંયાં હોય... ચરણમાં નહિ...'

કૃપાચાર્યનું હૃદય દ્રવિત થઈ ગયું અને આંખો માંથી બે હર્ષના આંસુ નીકળી પડયા.

થોડીવારમાં સર્વ સભાજનોએ વિદાય લીધી અને પોત પોતાના ભવન પર ચાલ્યા ગયા.

રાજા–રાણી સુવર્ણજડિત રથમાં બેસીને રાજભવનમાં આવ્યા.

બીજા રથમાં યુવરાજ અને યુવરાજ્ઞી બેઠા હતા.

બીજે દિવસે શીરામણ વિધી પતાવીને ભરત રાજા આરામખંડમાં બેઠા હતા. મહામંત્રી આવ્યા હતા. આજે રાજસભાનું કાર્ય બંધ હતું. યુવરાજ મહીચંદ પણ મહારાજાની બાજુમાં બેઠો હતો. મહાદેવી હજુ આવ્યા નહોતાં. તેઓ સ્નાનગૃહમાં હતા.

મહામંત્રી, મહારાજ અને યુવરાજ સામાન્ય વાતચીત કરી રહ્યા હતા ત્યાં એક સેવક આવ્યો અને નમન કરતાં કહ્યું :

'મહારાજનો જય થાઓ....'

'કહે....' મહામંત્રીએ પૂછ્યું.

'મહારાજ, એક દૂત આપને મળવા ઈચ્છે છે. તેણે એમ જણાવ્યું છે કે ખૂબ જ અગત્યનું કામ છે.'

'તેને ત્વરિત અહીં મોકલ....' મહારાજા ભરતે આજ્ઞા આપી.

સેવક 'જેવી આજ્ઞા' કહીને નમન કરીને ચાલ્યો ગયો. થોડી જ પળોમાં સેવક એક દૂતને લઈને હાજર થઈ ગયો.

દૂતે મહારાજાને જોઈને નમન કર્યાં અને કહ્યું :

'મહારાજ, આ એક સંદેશો લાવ્યો છું તે આપની સમક્ષ રજું કરું છું....'

આમ કહીને દૂતે તે સંદેશો મહામંત્રીના હાથમાં મૂક્યો.

મહારાજાએ મહામંત્રી સમક્ષ જોઇને કહ્યું : 'મહામંત્રીશ્વર, સંદેશામાં શું લખ્યું છે તે જરા વાચી સંભળાવો.'

'જેવી આજ્ઞા....' આમ કહીને મહામંત્રીએ સંદેશા વાચન શરૂ કર્યું.

'સ્વસ્તિ, શત્રુના નગરોને બાળવામાં ત્રિપુરારિ શંકર સમાન પોતાના ઉદાર ચરિત્રોને લીધે નલ, નઘુષ વગેરે પોતાના પૂર્વ રાજાઓને ભુલાવી દેનારા એવા શ્રી ભોગપુર નગરના પરમેશ્વર મહારાજધિરાજ શ્રી ભરત મહારાજના ચરણ કમળમાં ૧૦૦૮ વાર વંદના સ્વીકારશો. આપની કુશળતા ઇચ્છું છું. દૂત સાથે ખૂબ જ અગત્યના સમાચાર મોકલી રહ્યો છું. અમે કાલિંજરની આસપાસ રહેનારા પંચો વતી આ સંદેશો પાઠવી રહ્યા છીએ. આપ જાણો છો અને આપના આશ્રિત છીએ. વજ્ર જેવી જબરજસ્ત આપની બન્ને ભુજાઓના મંડપમાં અમે રહીએ છીએ. છતાંય અમને પલ્લીના ગઢના જોરે ગર્વિષ્ઠ બનેલો ભીમ મ્લેચ્છરાજ હેરાન કરે છે એથી અમને ચોક્કસ જણાય છે કે તેનો વિચાર રાજધાનીને કબજે કરવાનો છે. આથી તે રાજધાની પર હલ્લો કરવા આવવાની ઈચ્છા ધરાવે

છે. આથી આપની નગરી પર સંકટ આવી રહ્યું છે. માટે સાવચેતીના પગલા રૂપે આ સંદેશો મોકલી રહ્યા છીએ. અમે ઇચ્છીએ છીએ કે મ્લેચ્છરાજને હમણા ને હમણા તેના અપરાધનું ફળ મળે તે પ્રમાણેની ગોઠવણ કરશો....

આ સમાચારમાં અતિશયોક્તિ નથી માટે ત્વરિત પગલા ભરશો....આપની કૃપા ઈચ્છતા અમે સર્વે ફરી વંદન કરીએ છીએ.'

મહામંત્રીએ સંદેશા વાચન પુરું કર્યું.

મહારાજાધિરાજ સંદેશા વાંચનનો અર્થ સમજી ગયા અને ચહેરા પર ભારે રોષની લાગણી પ્રગટી.... યુવરાજના ચહેરા પર પણ રોષ પ્રગટયો.

મહામંત્રી સમજી ગયા કે આ કાર્યમાં ઉતાવળીયો નિર્ણય ન લેવાય તો સારું.

દૂત નમન કરીને ચાલ્યો ગયો.

મહારાજાએ ક્રોધિત બનીને કહ્યું : 'મહામંત્રીશ્વર, પોતાની જાતને જ નહિ જાણનાર એ મ્લેચ્છને જુઓ તો ખરા... તેને તેના અપરાધની સજા મળવી જ જોઈએ ....અકાળે તેને કાળના મુખમાં પડવું જણાય છે. તેને તેની ભુજાબળનું ગુમાન છે....નહિ...હવે તો ભીમનું ગુમાન ઉતારવું જ પડશે....'

મંત્રીએ શાંત સ્વરે કહ્યું : 'રાજન, એ તો બિચારો

છે. એવા પર આપે કોપ કરવાનો હોય....! સિંહ ક્રોધિત થતો હોય છતાં શિયાળ ઉપર પંજો મારતો નથી. આપ પરોપકારી ઉદાર, દયાળુ રાજવી છો. આપે ધીરજથી કામ લેવું જોઈએ. આપની કીર્તિ ચોમેર ફેલાયેલી છે. આપના હાથે એવું કાર્ય ન થવું જોઈએ કે જેથી આપની કીર્તિમાં કાળો ડાઘ લાગે...! તે મ્લેચ્છ મદમાં આવીને પોતાને શૂરો માનવા લાગ્યો હશે... માટે આપ શાંતિ રાખો....'

મહામંત્રીના કર્ણમધુર વચનો સાંભળીને રાજાનો ગુસ્સો ટાઢો પડયો અને મુખકમળ સુપ્રસન્ન બની ગયું.

યુવરાજ મહિચંદ્રે તરત જ પૂછયું: 'પિતાજી, મહામંત્રીની વાત ઘણી જ યોગ્ય છે. ઘણીવાર વગર વિચાર્યે કાર્ય થાય છે તેમાં મુશ્કેલીઓ આવે છે અને ન થવાનું બની જાય છે. આપ અચાનક ચાલ્યા ગયા હતા અને પાછા આવ્યા તે દરમ્યાન આપે કંઇક સિદ્ધ કર્યું હોવાનો મારો ખ્યાલ છે તો કૃપા કરીને અમને જણાવો કે આપે કઈ સિદ્ધી પ્રાપ્ત કરી ?'

મહારાજા ભરતે તરત જ કહ્યું: 'પુત્ર, આપ સૌને એ જાણવું છે કે મેં કઈ સિદ્ધી હસ્તગત કરી...?' એ પાપી ભીમ પલ્લીપતિને આવતીકાલે જ પકડીને તમારી પાસે લાવીશ એટલે તમને એ ખ્યાલ આવી જશે કે મારી સિદ્ધી કઈ છે....?'

યુવરાજ અને મહામંત્રી વિસ્મય પામી ગયા અને

વિચાર્યું કે એ મ્લેચ્છ પલ્લીપતિ પાસે પહોંચતા જ આઠ દિવસ થાય ત્યારે મહારાજાતો આવતીકાલે પકડીને હાજર કરવાની વાત કરે છે....! આ બનશે શી રીતે...? મહારાજા મશ્કરી તો કરી રહ્યા નથી ને?

છતાં બન્નેમાંથી કોઇ કશું બોલ્યા નહિ અને થોડિ સામાન્ય વાતચીત કરીને વિદાય લીધી.

સંધ્યા ટાણું થવા આવ્યું.

યુવરાજને નવાઈ લાગી કે મહારાજા આનંદમાં છે આવતીકાલે ભીમને પકડીને હાજર કરશે...? આ બનશે શી રીતે...? મહારાજા તેને પકડવા કયારે જશે...? ત્યાં પહોંચશે શી રીતે...?

આમ વિવિધ પ્રશ્નો યુવરાજના અંતરમાં ઉભ--રાવા લાગ્યા.

પરંતુ મહારાજા તો પરોઢિયા. વખતે ચણોઠી મુખમાં રાખીને આકાશ તરફ ઉડયો. બરાબર એ જ વખતે મલેચ્છ ભીમની ઊંઘ ઉડી ગઈ હતી.

પળ માત્રની ગણતરીમાં જ ભરત રાજા ભીમના ખંડમાં આવી પહોંચ્યો. અને ધિત્કારભર્યા સ્વરે કહ્યું: 'અરે ઓ ભીમ...! હવે તારે જેને યાદ કરવા હોય તેને કરી લે...તારો કાળ છું...હવે તે જે દુષ્કૃતની કેળ વાળેલી તેનું અનિષ્ટ ફળ તેને ફૂલ ઉગ્યા વિના જ આવી ગયું છે. હવે તારું મોત નજીક આવી ચુકયું છે.'

ભીમ બેબાકળો બની ગયો અને તેને થયું કે પોતે સ્વપ્નમાં તો નથી ને? તે બેઠો થઈ ગયો અને તેની આંખો ચળકવકળ થવા માંડી એ ભીમે ધારદાર તરવારની ચમકતી કાંતિના સમુહને લીધે શ્યામ કાંતિ-વાળા જાણે સાક્ષાત યમરાજના નાના ભાઈ ન હોય એવા પોતાની સામે ઊભેલા રાજાને જોયા....

તે મનમાં વિચારવા લાગ્યો કે આ પુરુષ અહીં કેવી રીતે આવી શક્યા હશે. મારા દ્વારપાળે એ રોક્યા નહિં હોય....શું સૈનિકો ઊંઘમાં હતા....? આ રાજાને કોઈ અટકાવી શક્યું નહિ. મારા ખંડમાં કોઈ પુરૂષ આવી ન શકે અને આ વ્યક્તિ અહીં સુધી કેમ આવી શકી....?

ભીમને માટે એક પ્રશ્ન થઈ પડયો.

ભીમે વધુ વિચાર ન કરતાં તે પથારીમાંથી ઊભો થયો અને ભરત મહારાજાના ચરણો પકડીને ક્ષમા માગતા કહ્યું: 'હે દેવ....મારો શો અપરાધ છે....? શરણે આવેલા અને નમી પડેલા એવા અમારા જેવા વિનય વગરના લોકો ઉપર કૃપા વરસાવો ...'

અને ભીમનું પરોપકારી હૃદય દ્રવી ઊઠયું તેણે કહ્યું: 'ભીમ, ઊભો થા....મારું તને અભય વચન છે.'

ભીમ ઊભો થઈ ગયો

૭

મહારાજાધિરાજ ભરત રાજાએ મ્લેચ્છરાજ ભીમને અભયદાનનું વચન આપ્યું.

ભરત રાજાએ વિનમ્ર સ્વરે કહ્યું: 'ભીમ, તારે મારી સાથે આવવું પડશે.'

'ક્યાં....? પ્રભુ....' ભીમે બે હાથ જોડીને પ્રશ્ન કર્યો.

'એ જવાબ અત્યારે તને નહિં આપું....તું તૈયાર થઈ જા....મેં તને અભય વચન આપ્યું છે. એટલે તારે ગભરાવાની જરૂર નથી....'

ભીમ થોડી પળમાં તૈયાર થઈ ગયો અને રાજા તેને આકાશમાર્ગે લઈ જઈને પોતાની નગરીમાં લઈ આવ્યો.

દિવસનો પ્રથમ પ્રહર પુરો થઇ ગયો હતો. રાજસભાનું કાર્ય શરૂ થઇ ગયું હતું. રાજસભામાં અનેક દરબારીઓ, ભાયાતો, કલાકારો, મંત્રીઓ વિગેરે આવી ગયા હતા. યુવરાજશ્રી પણ આવી ગયા હતા.

ત્યાં જ થોડીવારમાં છડીદારે મહારાજાના આગમનના

સમાચાર રાજસભામાં આવ્યા. સર્વ સભાજનો ઊભા થઈ ગયા અને મહારાજને જોતાં જ નમન કરવા લાગ્યા.

મહારાજની સાથે એક અજાણ્યા માનવીને જોતા બધા અરસપરસ ચર્ચા કરવા લાગ્યા કે આ પુરુષ કોણ હશે....?

ભરત રાજાએ સિંહાસન પર બેઠક લીધી. અને સાથે આવેલ ભીમને એક આસન પર બેસાડયા. મહામંત્રીએ ઊભા થઈને કહ્યું : 'મહાનુભવો, આપણા મહારાજા આપની સામે એક હકિકત રજુ કરશે....'

મહામંત્રી સમજી ગયા હતા કે આ મ્લેચ્છરાજ ભીમ હોવો જોઈએ.

મહારાજા ઊભા થયા. પોતાનું ઉત્તરીય સરખું કર્યું સભાની ચારે તરફ દૃષ્ટિ ફેંકી અને વિનમ્ર સ્વરે કહ્યું : 'મારા પ્રિય સભાજનો, આપને વિગતથી બધી વાત કરવા માગુ છું. ગઈ કાલે રાજભવનમાં હું, યુવરાજ અને મહામંત્રી સામાન્ય વાતચીત કરી રહ્યા હતા ત્યાં એક દૂત આવ્યો અને અમને જણાવ્યું કે મ્લેચ્છરાજ ભીમ આપની નગરી પર ત્રાટકવા આવે છે તો આ અંગે કંઈક વિચારશો... આથી મેં મહામંત્રીને જણાવ્યું કે હું ભીમને રાજસભામાં હાજર કરીશ. મારી સાથે આવેલ અજાણ્યો પુરુષ બીજો કોઈ નથી પરંતુ તે ભીમ છે....મદથી છકી ગયેલા માનવીઓ સજાને પાત્ર હોય છે. તે ઘણીવાર પોતાની હોસીયત ભુલી જતા હોય છે. મેં તેને અભયદાન આપ્યું

છે તેણે મારી પાસે ક્ષમા માંગી હતી. પ્રજાજનો, મારાથી વચન અપાઈ ગયું છે એટલે અન્ય કોઇ સજા આપ ફરમાવી શકો છો....!'

રાજા સિંહાસન પર બેસી ગયો....થોડીવાર સભામાં સન્નાટો છવાઈ ગયો. ત્યાં મ્લેચ્છરાજ ભીમ ઊભો થયો અને મહારાજાધિરાજ પાસે આવ્યો અને પ્રણામ કર્યાં ત્યારબાદ સભાજનો સમક્ષ નમન કરતાં કહ્યું: 'મહારાજાધિરાજ, તથા સર્વ મહાનુભાવો, માનવી ઘણીવાર મદમાં છકીને કેટલાય સ્વપ્નોમાં આળોટતો હોય છે....મારું પણ એવું જ થયું છે આસપાસના રહેવાસીઓ પર ડર, ધાકધમકીથી વર્ચસ્વ જમાવ્યું છે. પણ અહંકાર, અભિમાન, અને ગર્વ માનવીને પતનના માર્ગે લઈ જાય છે. આપ જાણો છો મારાથી અક્ષમ્ય અપરાધ થઈ ગયો છે. મહારાજાધિરાજે અભયવચન આપ્યું છે. મારે આપને વિનંતિ છે કે આપ પણ મારી આ ભૂલને ક્ષમાજન્ય ગણીને માફી આપો....'

'બીજીવાર આવી ભૂલ ન થાય તેની ખાત્રી શું....?'

'બીજી વખત મારાથી આવો અપરાધ થશે નહિ....'

ત્યાં મહામંત્રીએ ઊભા થઈને કહ્યું: 'મહારાજ, મ્લેચ્છરાજની ભૂમિ આપણા સાથે ભેળવી દો ...અને ત્યાં નીતિ, સદાચાર અને સંસ્કારમયું તંત્ર ચાલે તે પ્રમાણેની વ્યવસ્થા કરાવીએ....'

બધાએ મહારાજનો જયનાદ બોલાવ્યો અને આ પ્રમાણેની વાત નક્કી કરવામાં આવી.

બે દિવસ બાદ મ્લેચ્છરાજ ભીમને વિદાય કરવામાં આવ્યો.

ત્રીજે દિવસે મહારાજાધિરાજે જે આકાશમાં ઉડવાની વિદ્યા અને શત્રુઓને તાબે કરવાની વિદ્યા તૈયાર કરી હતી તેની સઘળી હકિકત મહામંત્રી અને યુવરાજને જણાવી.

મહામંત્રીએ કહ્યુ : 'મહારાજ, આપની સિદ્ધી અપાર છે આપે જે વિદ્યાઓ ગ્રહણ કરી છે તે ભવ્ય છે. આપને આ વિદ્યા મેળવેલી જાણતાં બીજારાજાઓ પણ માથુ નમાવતાં આપની પાસે આવશે સાથોસાથ આપની કીર્તિ ચોમેર ફેલાશે....આપને ધન્ય છે....'

'મંત્રીશ્વર, મેં જે વિદ્યા ગ્રહણ કરી છે તે લોકો માટે જ શીખેલી છે....ખરા યશના અધિકારી તો આપ જ છો....'

'રાજન, આપની પરોપકારવૃત્તિની વાતો આજે નગરે નગરે સંભળાય છે....હંમેશા માનવી પ્રસંશા ત્યારે જ કરે છે કે તેના કાર્યો શ્રેષ્ઠ હોય....આમાં માનવી નહિ પરંતુ કાર્ય બોલે છે.' મહામંત્રીએ ભાવપૂર્ણ સ્વરે સ્વરે કહ્યું.

'મંત્રીશ્વર, આપ મારી પ્રસંશા જ કરશો કે કોઈ કાર્ય જણાવશો....'

'મહારાજ, આપે ઠીક યાદ કરાવ્યું....

'કેમ....?' મહારાજે પૂછ્યું.

રાજન, આપ જાણો છો કે અહીંથી પાંચકોશ દૂર મહાકાપાલિક ભૈરવાનંદનો આશ્રમ આવેલો છે....'

'હા....પણ તેનું શું....?'

'મહારાજ, મને એવા સમાચાર સાંપડયા છે કે તે મહાકાપાલિક આજુબાજુનાં નાના ગામડાઓમાંથી કુંવારી કન્યાઓને ઉપાડી લાવે છે અને તેનો બલિ માતા ભૈરવીને ચડાવે છે....'

'ઓહ....હું આજેજ ત્યાં જઉં છું અને તપાસ કરું છું.'

'મહારાજ, આપ ધૈર્ય ન ગુમાવો મહાકાપાલિક ઘણો જ ભયંકર, ખતરનાક અને મંત્ર તંત્ર સિદ્ધ પુરુષ છે. સાથોસાથ આપ એકલા જાઓ તે પણ વ્યાજબી નથી.'

'મંત્રીશ્વર, મારી રૈયતને રંજાડનારને યોગ્ય સજા થવી જ જોઈએ....તમે મને કર્તવ્ય વિમુખ ન બનાવો....'

'આપ જાઓ તેની સામે મને વાંધો નથી પણ કાર્ય તો આપણા રાજ્યના મહાસેનાપતિ પણ કરી શકે છે....'

'ના....આ કાર્ય મારે જ કરવું છે. અને આઠ દિવસમાં પાછો આવી જઈશ....'

'તો મહારાજ, મારી એક વિનતિ સ્વીકારો....'

'કહો....' મહારાજા ભરતે કહ્યું.

'આપની સાથે યુવરાજશ્રી અને સેનાપતિને લેતા જાઓ. આપ એકલા જાઓ તે યોગ્ય લાગતું નથી...'

'યુવરાજશ્રી હજુ બાળક કહેવાય...પણ સેનાપતિ આવે તો મને વાંધો નથી. યુવરાજ પર રાજકાર્યની જવાબદારી છે. એટલે તેને લઈ જઈશ નહિ....

'ભલે....સેનાપતિની સાથે બસો સૈનિકો આવશે....'

'ઓહ....ભલે. આપ જેમ કહો છો તેમ કરજો.... હું એક પ્રહરમાં જ વિદાય લઉં છું. સેનાપતિ અને બસો સૈનિકો ત્યાં આવે હું ત્યાં રાહ જોઈશ....'

અને આ પ્રમાણે નક્કી થયું. રાજા ભરતે આકાશગામિની ગુટિકા મુખમાં રાખીને તે મહાકાપાલિકના આશ્રમમાં પહોંચ્યો.

આ એટલી શ્રેષ્ઠ વિદ્યા છે. તેની પાછળ આધ્યાત્મિક વિજ્ઞાન પડેલું છે. સાધનાના બળે માનવી સંસારપાર કરી શકે છે. પલવારમાં જ રાજા કાપાલિકના આશ્રમની બહાર ઊભો હતો.

રાજાએ જોયું આશ્રમ વિશાળ હતો અંદર બે ત્રણ

અશ્વો હતા. ગાયોનો વાડો જુદો હતો નાની નાની કુટિરો દેખાતી હતી. આસપાસ જંગલ વિશાળ હતું. વૃક્ષોની ઘટમાળ વિશેષ હતી. રાજા જરા પણ ગભરાયા વગર આશ્રમના દ્વારે આવ્યો. દ્વાર ખુલ્લા હતા. એક આશ્રમના શિષ્યે આવીને કહ્યું: 'આપ કોણ છો? અને ક્યાંથી આવો છો....?'

'પ્રિય, મારે મહાકાપાલિક ભૈરવાનંદજીને મળવાનું છે. મારું નામ જય છે. અને હું બાજુના ગામડામાંથી આવું છું...'

'થોડીવાર અહીં ઊભા રહો....હું ગુરુદેવની આજ્ઞા લઈને આવું છું....' શિષ્ય તરત જ ચાલ્યો ગયો.

મહાકાપાલિક ભૈરવાનંદ સાધના કરી રહ્યો હતો. ત્યાં પેલા શિષ્યે આવીને ત્રણવાર નમન કરીને કહ્યું: 'ગુરુદેવ, બહાર કોઈ વટેમાર્ગુ આપને મળવા માગે છે તેનું નામ જય છે....'

'તું એને અંદર લઈ આવ....દેખાવે કેવોક છે...?'

'તેજસ્વી છે....ગુરુદેવ....!'

'આનંદ, તુ એને એક કુટિરમાં બેસાડ. જો મને ગમી જશે તો આવતી કાલે તેનો બલિ આપીશું. આજે તો મા ભૈરવીની કૃપા અસીમ વરસી છે....'

આનંદ બહાર આવ્યો અને રાજા ભરતને એક કુટિરમાં આરામ કરવાનું કહ્યું.

રાજા ભરત કુટિર નીહાળતો નીહાળતો એક આસન પર બીરાજમાન થયો.

આ તરફ મહાકાપાલિક ભૈરવાનંદ થોડી જ પળોમાં વટેમાર્ગુની કુટિર પાસે આવ્યો અને આડકતરી રીતે તેનો ચહેરો જોઈ લીધો તે અત્યંત આનંદ પામ્યો.

ભૈરવાનંદ પોતાની કુટિરમાં આવ્યો અને આનંદને બોલાવવા એક શિષ્યને રવાના કર્યો. આનંદ તરત જ હાજર થયો અને નમન કરતાં કહ્યુ :

'મહાત્મન, આપે મને યાદ કર્યો ?'

'હા... આનંદ, વટેમાર્ગુ તેજસ્વી છે મા ભૈરવી આ બલિથી આનંદ પામશે આવતી કાલે તેને વધેરી લેવાનો છે માટે તેની તૈયારી કરાવ....અને વટેમાર્ગુ જયને રસ્સી વડે બેવડીયો બાધી લો....તે છટકી ન જાય.... સમજી ગયો....?'

'હા... કૃપાનાથ, આપની આજ્ઞાનું સત્વર પાલન થશે....' આનંદ નમન કરીને વિદાય થયો.

આનંદ રાજા ભરતની કુટિરમાં ચાર પાંચ શિષ્યો સાથે આવ્યો અને વિનમ્ર સ્વરે કહ્યું : 'જય, કૃપાનાથ હમણાં પધારશે....' આમ કહીને સંમુચ્છીની ચુર્ણ મહારાજાના નાક પર છાંટયું.

મહારાજા ભરત બેભાન બની ગયા.

આનંદે ચિત્કાર ભર્યા સ્વરે કહ્યું :

'બાંધી લો....અને એવી રીતે બાંધજો કે તે જરા પણ હલી ન શકે....બે શિષ્યો અહીંયાં તેની પાસે જ રહે ...અને છટકવાની કોશિષ કરે તો ચમત્કાર બતાવી દેજો....'

આનંદ આટલું કહીને ચાલ્યો ગયો.

આનંદ સીધો ગુરુદેવ ભૈરવાનંદ પાસે આવ્યો અને નમન કરતાં કહ્યું : 'મહાત્મન, આપના આશિર્વાદથી વટેમાર્ગુને રોકી રાખ્યો છે તેને રસ્સી વડે બાંધી દીધો છે. તે હવે છટકી શકે તેમ નથી....'

'સુંદર....આવતીકાલના બલિની અત્યારથી તૈયારી કરો....મારે અમર થવાની જે સાધના અધુરી હતી તે હવે થોડા સમયમાં મા ભૈરવી પુરી કરશે....'

'હા....મહાત્મન, આપની એ ઇચ્છા જરૂર માતાજી પુરી કરશે....' આનંદે કહ્યુ.

એક પ્રહર પછી ભરત રાજાએ આંખ ખોલી ત્યારે અનુભવ્યું કે પોતાને રસ્સી વડે બાંધી દેવામાં આવ્યો છે. તેણે બાજુમાં ઊભેલા એક ભૈરવાનંદના શિષ્ય સામે નજર કરી અને ભાવભર્યા સ્વરે કહ્યું : 'મહાત્મન, મારો કોઈ વાંકગુનો....! મને શા માટે બંધનમાં રાખવામાં આવ્યો છે ?'

શિષ્ય હસી પડયો અને કહ્યું : 'ભાઈ, તારો કાલે ઉધ્ધાર થવાનો છે....!

'ઉદ્ધાર....!'

'હા.. આવતી કાલે તારો બલિ મા ભૈરવીને ચડશે. ....તું અનંત સુખ માણીશ.'

'ઓહ....પણ મારે તો કાપાલિકને મળવું હતું....'

'ગુરૂદેવ હમણાં જ અહીં આવશે... ત્યારે તું દર્શન કરી શકીશ....તારું જીવન ધન્ય ધન્ય બની જશે....'

'હું પ્રતિક્ષા કરું છું....' રાજાએ બીજું કંઈ ન જણાવ્યું.

થોડીવારમાં ભૈરવાનંદ રાજા ભરત પાસે આવ્યો અને અટ્ટહાસ્ય સાથે કહ્યું: 'ઓ વીર પુરુષ... તું ઘણો ભાગ્યશાળી છે મા ભૈરવી તારા લોહીથી પ્રસન્ન બનશે....'

રાજા ભરત બધું સમજી ગયો તે કંઈ બોલ્યો નહિ તે રામસેહુરદેવની ભક્તિ કરવા લાગ્યો અને નવકાર મંત્રનું સ્મરણ કરવા લાગ્યો.

ભૈરવાનંદ આછું હાસ્ય રેલાવીને ચાલ્યો ગયો.

રાત્રિકાળ શરૂ થયો. ભરત રાજા બંધન અવસ્થામાં હતા... ત્યાં મધરાત્રિએ રામસેહુરદેવ પ્રગટ થયા અને પ્રસન્ન સ્વરે કહ્યું: 'હે વત્સ, તેં મને યાદ કર્યો... ?'

'હા... હું અહીં અને એક પરોપકાર કરવા માટે આવ્યો હતો. અહીંનો ભયાનક કાપાલિક નરબલિ ચડાવે છે. થોડા સમયથી ગામની દિકરીઓને ઉપાડી જાય છે.

અને ત્રાસ ફેલાવતો રહે છે આથી લોકોને ત્રાસ મુક્ત કરવા અહીં આવ્યો હતો હવે આપ જ મને કંઇક માર્ગદર્શન આપો.'

'રાજન, તારી વાત સાચી છે. મહાકાપાલિકને યોગ્ય સજા થવી જ જોઈએ. તું મુંઝાઈશ નહિ....હું આજે જ તેની સઘળી વિદ્યા નષ્ટ કરી દઉ છું અને અહીંથી હજારો યોજન દૂર મોકલી દઉ છું. તે ફરીને પાછો અહીં આવી શકશે નહિ....'

'ઉત્તમ....આપનો વિચાર સુંદર છે....' રાજા આનંદ પામ્યો.

'તને બંધન મુક્ત કરું છું....તું તારી નગરીમાં પાછો વળ....'

તરત જ ભરત રાજા બંધનમુક્ત બન્યા. અને થોડી પળોનો આરામ લઇને દેવને નમન કરીને પોતાની નગરી તરફ પાછા ફર્યા.

આ તરફ દેવે કાપાલિકને હજારો યોજન દૂર મોકલી આપ્યો સાથે તેના શિષ્યોને પણ મોકલી આપ્યા.

આશ્રમ સાવ ખાલી થઈ ગયો. મા ભૈરવીની મૂર્તિ અદ્રશ્ય થઈ ગઇ....અને માનવસંહાર થતો અટકી ગયો.

રાજા નગરીમાં પહોંચ્યો ત્યારે સેનાપતિ વગેરે નીકળ્યા નહોતા આથી રાજાએ વનમાં જવાની ના કહી દીધી.

રાજભવનના મંત્રણાગૃહમાં ભરત મહારાજા, યુવરાજ મહામંત્રી, સેનાપતિ, રાજપુરોહિત અને અન્ય રાજકર્મચારીઓ ભેગા થયા મહામંત્રીએ શાંત સ્વરે પ્રશ્ન કર્યો, ‘મહારાજ, આપે સેનાપતિને નીકળવાની ના પાડી.... આપ પાછા ફર્યા....! આ બધું શું છે ? તે અમારી સમજમાં આવતું નથી....’

‘આપ શાંતિ રાખો....હું એ જ વાત કરવા માગું છું. હું અહીંથી કાપાલિક પાસે ગયો. તેનો આશ્રમ ખૂબ જ મોટો છે અને આસપાસ વનપ્રદેશ છે. બાજુમાં સરિતા વહે છે. હું આશ્રમના પ્રવેશદ્વાર પાસે પહોંચ્યો ત્યાં કાપાલિકનો એક શિષ્ય આનંદ મારી પાસે આવ્યો અને મને પ્રશ્ન કર્યો. કોનું કામ છે....? અત્યારે મેં ગુરુદેવને મળવું છે તે વાત કરી. મને ત્યાં ઊભો રખાવીને તે કાપાલિકની આજ્ઞા મેળવવા ગયો. થોડીવારમાં તે પાછો ફર્યો અને મને એક કુટિરમા રાખ્યો. બીજા ચાર પાંચ શિષ્યો સાથે હતા બધાએ ભેગા થઈને મને મુર્છિત બનાવ્યો અને બંધનગ્રસ્ત બનાવ્યો....’

‘ઓહ....’ મહાદેવી વચ્ચે બોલી ઊઠયાં.

‘હા....મારી રક્ષા માટે ત્રણ ચાર શિષ્યો મુકવામાં આવ્યા ત્યાં કાપાલિક આવ્યો અને તેનું ભયાનક અટ્ટહાસ્ય જોઈને જ હું નવાઈ પામી ગયો. તેણે જણાવ્યું કે મા ભૈરવીને તારું લોહી ચાખવું છે. પછી મને ખબર

પડી કે મારું બલિદાન આવતીકાલે દેવાશે....મેં નવકાર મંત્રની આરાધના કરી રામસેકુરદેવની સાધના કરી ત્યાં દેવ પ્રગટ થયા અને કાપાલિકને અહીંથી હજારો યોજન દૂર મૂકી આવ્યા’

‘પણ મહારાજ, તે તો વિદ્યા જાણે છે એટલે પાછો આવશે....’ સેનાપતિએ કહ્યું.

‘સેનાપતિ, હવે તેની બધીય વિદ્યા નષ્ટ કરી નાંખી છે. ત્યાંથી પ્રાતઃકાળ પછી હું અહીં આવ્યો અને આપ સર્વેને અત્રે બોલાવ્યા.’

‘ખરેખર આપના પુણ્યબળને લીધે જ બચી ગયા છો. નહિં તો ઉપાધિ આવી પડત....’ મહામંત્રીએ કહ્યું.

થોડીવાર સુધી આ અંગેની વિવિધ ચર્ચાઓ થઈ અને બધા છુટા પડયા.

મહારાજ તરત જ સ્નાન કરવા માટે સ્નાનગૃહ તરફ વળ્યા.

જ્યારે તેઓ વસ્ત્ર પરિવર્તન કરીને ખંડમાં આવ્યા ત્યારે એક સેવકે આવીને કહ્યું ‘મહારાજનો જય થાઓ.’

‘કહે....!’

‘મહારાજ, એક ભાઈ આપને મળવા માંગે છે ...’

‘જે હોય તે...તેને અહીં મારી પાસે મોકલ....’ રાજાએ કહ્યું.

સેવક નમન કરીને બહાર ચાલ્યો ગયો. એક બીજો સેવક દુગ્ધનું પાત્ર મુકી ગયો.

## ૮

**સેવક** થોડીવારમાં એક પુરુષને લઈને રાજા સમક્ષ આવ્યો. ભરત મહારાજા તરત જ તેને ઓળખી ગયા અને એક આસન પર બેસાડતાં કહ્યું : 'પ્રિય, હું એવા રાજકાર્યમાં ગુંચવાયેલો હતો કે મારે તારી સાથે વાતચીત કરી પુછપરછ કરવાની ઇચ્છા છતાય હું કશું કરી શક્યો નહોતો...'

પેલો અજાણ્યો પુરૂષ બીજો કોઈ નહિ તે પારાસર હતો. રાજા ભરત જ્યારે ગુટિકા લઈને પાછા ફરતા હતા ત્યારે એક વ્યક્તિને વધસ્થંભની પાસે લઈ જતા જોઈ અને તેને બચાવીને પોતાની નગરીમાં લઈ આવ્યો. તેણે વિનમ્ર સ્વરે કહ્યુ : 'મહારાજ, રાજકાર્ય એવું જ છે.... એમા સો જાતના વિઘ્નો આવતા હોય છે. હું અહીં બે-ત્રણ વાર આવી ગયો પરંતુ આપ રાજકાર્ય નિમીત્તે બહાર ગયેલ હોવાથી મળી શક્યો નહોતો.'

'ભદ્ર, તને અતિથીવાસમાં કોઈ જાતની મુશ્કેલી તો પડી નથી ને...?'

'ના....રાજન, આપની કૃપાથી મારી સરભરા ખૂબ જ યોગ્ય રીતે થઈ રહી છે....મને આપના દર્શન કરવાની ઇચ્છા થતી હતી તે આજે અનાયાશે અને મારા સદ્-ભાગ્યે પુરી થઈ....'

'સુંદર...' રાજાએ એક સેવકને બોલાવીને દુગ્ધના બે પાત્રો અને થોડી મીઠાઈ આણવાનું કહ્યું.

ત્યારબાદ ભરત રાજાએ પારાશર સામે જોઇને કહ્યું. 'મિત્ર, મને તારો પરિચય જોઈ એ છીએ. તારુ તેજસ્વી મુખ જોઈ ને જ મને થતું હતું કે તું કઇ સામાન્ય વ્યક્તિ નથી...અને મને વિગતથી વાત કર કે એ રાજપુરુષો શામાટે તને પકડીને વધસ્થંભ પર લઈ જતા હતા...? શામાટે તને શુળીએ ચડાવવા લઇ જતા હતા...? ખરેખર મને આ વાત સમજાણી નથી...તું મને વિગતથી વાત કર...'

'મહાત્મન, મારું નામ પારાશર છે...હું કથાકાર છું...ગામેગામ જઈ ને કથાઓ કરીને મારું ગુજરાન ચલાવું છું. હું મહાભારત અને રામાયણ વગેરે રસપુર્વક સંભળાવું છું. લોકોને મારી ભાષા ગમે છે અને એક રસથી સાંભળે છે...મહારાજ, હું આપને વિગતથી વાત કરીશ એટલે આપને ખ્યાલ આવશે કે સત્ય હકિકત કેમ બની છે? આમ કથાકાર તરીકે રહું છું મંત્ર તંત્રનો પ્રયોગ કરીને પણ હું ઉપકાર કરું છું. મહારાજ, આપને આશ્ચર્ય થશે કે મને એક દેવનું વરદાન છે કે હું જો

વાર્તા કે આખ્યાન કરૂં તે મારા મુખેથી સત્ય હકિકત જ નીકળે છે.'

'સત્ય હકિકત....? મને સમજાયું નહિ.' રાજાએ પૂછ્યું.

'કૃપાનાથ, દેવે મને એવું વરદાન આપેલું છે કે મારા મુખેથી હું જે કંઇ વાર્તા કે આખ્યાન કરું તે સત્ય જ હોય ..આમ સારા દિવસો પસાર થતા હતા ત્યાં એક દિવસ રિદ્રપુર નગરીમાં આવી ચડયો. ત્યાંના રાજાને ત્યાં તેમનો ૭ મહિનાનો રાજકુમાર સખત માંદો પડયો. વૈદ્યો વિગેરે ઘણા દવાદારુ કર્યા છતાં કોઈ તેને સાજો કરી શકયા નહિ આથી મને ત્યાં બોલાવવામાં આવ્યો મેં તંત્ર પ્રયોગ કર્યો છતાં તે બચી શકયો નહિ. મને મનમાં શંકા તો હતી જ આ બચશે નહિ પરંતુ રાજાના મનને દિલાશો આપવા ખાતર મેં પ્રયોગ કર્યો. અને ૭ મહિનાનો કુમાર મૃત્યુના ખોળે પોઢી ગયો. આમ કુમારના મૃત્યુથી રાજા-રાણી ઘણા જ દુઃખી થયા.... હવે બન્યું એવું કે મારા તરફ જે દ્વેષ રાખતા હતા તેમાંએ રાજા-રાણીને જણાવ્યું કે આ પારાશરે જ તંત્રમાં કંઇક કરી મુક્યું છે...મંત્રોવડે પારાશરે જ મારી નાખ્યો છે. એમ મંત્રીઓ અને બીજી વાતોમાં આવી જઈને રાજાએ મને વધની શિક્ષાનો હુકમ કર્યો. આમ આ હકિકત બનેલી છે. બાકીની વાત તો આપ જાણો છો....'

'એ તો તારા સદ્‌ભાગ્ય સારા કે એ સમયે આકાશ પરથી મારું જવું અને તું બચી ગયો....'

'હા...મહારાજ, આપ પરોપકારી છો આપનું જીવન પરોપકારથી પુર્ણ છે.'

'પારાશર, હવે તું કંઈક સુંદર વાત કર...કે જે મેં સાંભળી ન હોય...'

'સાંભળો મહારાજ...' પારાશર બોલ્યો.

ત્યાં બે દુગ્ધના પાત્રો અને એક પાત્રમાં મીઠાઈ લઈને સેવક આવી ગયો તે રાજા પારાશર સમક્ષ મુકીને નમન કરીને વિદાય થયો.

'પારાશર, પહેલા પેટપૂજન કરી લઈએ...પ્રથમ ન્યાય આપવો જોઈએ...!'

'હા...મહારાજ...' પારાશર હસી પડયો.

થોડીવાર પછી દુગ્ધપાન અને મીઠાઈ ખાઈ લીધા બાદ મહારાજે આગળ વાત શરૂ કરવાનું કહ્યું.

'મહારાજ, આપને એક કથા સંભળાવું છું. ગંધાર દેશમાં ગંધપુર નામનું સુંદર નગર હતું. ત્યાંની પ્રજા ઘણી સુખી અને સમૃદ્ધ હતી. લોકો પણ આનંદથી દિવસો પસાર કરતા હતા. આ નગરમાં વિરોચન નામનો એક કુલપુત્ર રહે તે ઘણો સમજુ, બુદ્ધિશાળી હતો...વિરોચનની પત્નીનું નામ ચંપા હતું. પરસ્પર બન્નેને અગાઢ પ્રેમ....એકબીજાનો સ્નેહ એટલો સુંદર હતો કે આડોશી

પાડોશીને પણ ઈર્ષ્યા આવતી. આમ સમય ચાલ્યો જતો...આનંદ કલ્લોલ, વિલાસ ભર્યું જીવન...કોઈ પાંતિનું દુઃખ નહોતું વિરોચન રાજાની સેવા કરતો હતો. રાજાએ તેને રાજભંડારની રખેવાળી સોંપી અને તે ચોકી કરતો હતો ત્યાં ચોર લોકો આવ્યા અને વિરોચનને મારી નાખીને રાજભંડાર લુંટીને ચાલ્યા ગયા...આમ વિરેચનનો જીવ મૃત્યુબાદ પ્રયાગ તીર્થની પાસેના નંદીગ્રામમાં કોઈ બ્રાહ્મણને ત્યાં પુત્ર તરીકે જન્મ્યો. તેનું નામ દામોદર પાડવામાં આવ્યું. દામોદર મોટો થવા લાગ્યો. આઠ વર્ષનો થયો. બ્રાહ્મણ હોવાથી તેને જનોઈ આપવાનો ઉત્સવ કરવામાં આવ્યો. આ ઉત્સવ પ્રસંગે કુલપુત્રે ગામના અગ્રણીઓ અને બ્રાહ્મણોને વગેરે બધાને નિમંત્રણ આપ્યું હતું. ભોજનસમારંભ ગોઠવવામાં આવ્યો હતો. એટલે બધા ભોજન કરવા બેઠેલા...'

રાજા પારાશરની વાત એક ચિત્તે સાંભળી રહ્યો હતો. તેને આ વાર્તામાં રસ પડતો હતો બે પળ થંભીને પારાશરે આગળ વાત ચલાવી:

'મહારાજ, હવે બન્યું એવું કે આ તરફ પેલી ચંપા પોતાના પતિને ચોરોએ મારી નાંખી છે તે જાણ્યું ત્યારે તે ખૂબ જ દુઃખી થઈ...તેણે પોતાના પતિનો અગ્નિસંસ્કાર કર્યો અને પતિના શબ બળી ગયા બાદ જે હાડકા વધ્યા હતા તે લઈને ચંપા ગંગા કિનારે

આવી અને એ હાડકા ગંગામાં વહેતા મુક્યા...ચંપાએ ત્યાં તીર્થમાં સેવા કરી...પૂજાપાઠ કરતી હતી અને તીર્થ ભ્રમણ કરતી તે પ્રયાગતીર્થના નંદીગ્રામમાં આવી પહોંચી. તેની પાસેનું ભાતુ ખુટી ગયું હતું. તેનો માગ્યા વિના નિભાવ થઈ શકે તેમ નહોતો. આથી ચંપાએ વિચાર કર્યો કે લાવ ગામમાં જઈને ભિક્ષા માંગી લઉ..આમ વિચારીને તે નંદીગ્રામની અંદર ગઈ અને ફરતાં ફરતાં તે જ્યાં પેલો જનોઇનો ઉત્સવ થતો હતો ત્યાં પહોંચી બધા જમતા હતા....તેણે ત્યાં ચંદનના છાંટાઓથી છંટાયેલો દામોદરને જોયો. દામોદરના મસ્તકેથી કેશ ઉતારી લેવામાં આવ્યા હતા...પછી પૂર્વભવના સ્નેહને કારણે ચપાને તેના પ્રત્યે આકર્ષણ થયું અને દામોદરને જોઈને આનંદ થયો. ઊર્મિ જાગી ...હૃદયમાં ઉલ્હાસ થયો. આ તરફ દામોદરને પણ થવા લાગ્યું કે આ સ્રીને કયાંય જોઇ છે ...અને તેને પણ પૂર્વભવનું સ્મરણ થઈ આવ્યું. દામોદર તરત જ તેની પાસે જઈને વાત કરવા લાગ્યો. ત્યારે ચંપાએ પોતાની આપવીતી જણાવી. દામોદરને લાગ્યું કે પોતાને માટે કેટલી ઝુરે છે. મારા પ્રત્યે કેટલો સ્નેહ રાખે છે...આથી દામોદરને તેના પ્રત્યે વિશેષ પ્રેમ જાગ્યો, પરંતુ દામોદરના માતાપિતાએ ચંપાને કાઢી મુકી ચંપા રોતી રોતી ચાલી ગઈ..મહારાજ, આપને કથામાં રસ પડયો છે ને....?'

'હા...હા...તું તારે સંભળાવ...' ભરત રાજાએ કહ્યું :

પારાશરે આગળ બોલતાં કહ્યું: 'ઘણા દિવસો બાદ દામોદર ચંપાની યાદમાં મૃત્યુ પામ્યો અને તે ગંગાને કાંઠે હરણ તરીકે જન્મ્યો. હવે એકવાર હરણે ત્યાં ફરતી ચંપાને જોઈ.. હરણ તરત જ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યું. ચંપાને પણ હરણ પર સ્નેહ જાગ્યો. તે એક ગામમાં આવી ત્યારે ગામના લોકોએ હરણને મારી નંખાવ્યું. ચપા રડવા માંડી પરંતુ તેના ભાગ્ય જ એવા હતા. પેલું હરણ મરીને એક વનમાં વાંદરા તરીકે જન્મ લીધો...અને તે જન્મમાં પણ ચંપાને મળ્યો...અને મૃત્યુ પામ્યો. વાંદરા પછી તે બનારશ નગરીની આસપાસના એક ગામમાં તેનો જન્મ બ્રાહ્મણ કુળમા થયો. ત્યારે તેનું નામ દ્વિજ રાખવામાં આવ્યું. એક વખત તે ગંગા કિનારે આવ્યો ત્યારે ચંપાને જોઈ.. તે ખૂબ જ ઘરડી થઈ ગઇ હતી અને દ્વિજને જાતિસ્મરણ થયું. અને બેભાન બની ગયો. ગંગા નદી પાસે મીઠો પવન આવવાથી તે જાગ્યો અને ચંપા પાસે આવીને કહેવા લાગ્યો: 'ચંપા, હું તેજ કમનશીબ દામોદર, હરણ, વાંદરો અને હવે આ બ્રાહ્મણ દ્વિજ છું...હવે તું મને આદેશ કર કે હવે શું કરવાનું છે?'

ચંપા બોલી: 'હે પ્રાણનાથ, મેં તો મારે જે કરવાનું હતું તે કરી લીધું છે. અને મનમાં સંકલ્પ કર્યો છે કે જન્મ જન્માંતર આપનું શરણ મળે...મેં અનસણ વ્રત ધારણ કર્યું છે. એટલે તારે પણ અનસણ વ્રત લેવું જોઈએ...

દિન્ને કહ્યુ: 'ભલે...હું પણ અણુસણુ વ્રત લેવા તૈયાર છું...”

આમ દિન્ન બ્રાહ્મણે આ વ્રત ધારણ કર્યું ત્યાં તેના કુટુંબીજનો, સગાવહાલાઓ વિગેરે આવ્યા અને દિન્નને થયું કે આ બધા હેરાન કરે તેના કરતાં મરી જવું સારું આમ વિચારીને તેણે શીલા પરથી નદીમાં પડતું મેલ્યું...મહારાજ, આપને આનંદ આવે છે ને...!'

પારાશર આ બધી વાત કહેતો હતો અને મહારાજા ભરત એકદમ મુચ્છિંત થઇ ગયા.

પારાશર નવાઈ પામ્યો તેણે ત્વરિત સેવકને બોલાવ્યો અને કહ્યું:'હું મહારાજને કથા કહી રહ્યો હતો....ત્યાં સાંભળતા સાંભળતા જ બેભાન થઈ ગયા...'

'ઊભા રહો હું વૈદ્યરાજને બોલાવી લાવું છું...'

સેવક ચાલ્યો ગયો.

થોડી જ વારમાં મહાદેવ, યુવરાજ, મહામંત્રી, રાજ-વૈદ્ય અને અન્ય કર્મચારીઓ ભેગા થઈ ગયા.

રાજવૈદ્યે મહારાજાની નાડી હાથમાં લીધી અને શીતોપચાર દ્વારા થોડીવારમાં મહારાજા ભાનમાં આવવા લાગ્યા. અને સંપુર્ણ સ્વસ્થ થઈ ગયા બાદ પારાશરે પ્રશ્ન કર્યો 'મહારાજ, આપને એકાએક આ શું થઈ ગયુ .? મારો તો જીવ ગભરાતો હતો... મારાથી કશી ભુલ નથી થઈ ગઈ ને...?

'પારાશર, તારાથી કશી ભુલ થઈ નથી...પરંતુ તેં મારા પુર્વભવની બધીય વાત કેવી રીતે જાણી...?'

'મહારાજ, આ કથા આપના પૂર્વ ભવની છે....?'

'હા....પારાશર, એટલે જ હું તને પુછી રહ્યો છું કે તેં મારું પૂર્વભવનું ચરિત્ર કઇ રીતે સંભળાવી દીધી...?'

'મહારાજ, મેં આપને અગાઉ જણાવ્યું હતું કે મારે દેવનું વરદાન છે. જે કંઈ કથા કરું તે સત્ય હશે અને એક દેવીએ પણ વરદાન આપ્યું છે કે હું જે કથા કરું તે સામેની વ્યક્તિને નવીન લાગે અને ગમે...આથી મેં આપને આ કથા કરી...!'

'પારાશર, તને ખબર હતી કે આ પૂર્વ ભવની' કથા છે?'

'ના.. મહારાજ, હું તો સાવ અજાણ છું. આપે મને કથા કહેવાનું કહ્યું એટલે મેં આપને આ વાર્તા કહી.'

'પારાશર, મારા પૂર્વભવની વાતો તેં અક્ષરેક્ષર કહી સંભળાવી...આ ઉપકાર ભુલાશે નહિ...હું તો માનું છું કે સમગ્ર રાજ્ય તને સોંપી દઉં તો પણ બદલો વાળી શકાશે નહિ...તેં એક ઉત્તમ કાર્ય કર્યું છે. ખરેખર તને ધન્ય છે..હું તને મારી પાસે રહેલી ગુટિકા અને વસ્ત્રો, આભુષણો, વિગેરે જે જોઈએ તે લઈ જા...'

મહાદેવી નવાઈ પામ્યા...આ બધું કેમ બની ગયું...?

યુવરાજને પણ કંઈ સમજાતું નહોતું...મંત્રીવર્ગ પણ આશ્ચર્ય અનુભવી રહ્યો હતો.

રાજાએ સૌ પ્રથમ પારાશરને ઈનામ આપીને રવાના કર્યો અને તેના ચાલ્યા ગયા બાદ સૌ સમક્ષ પોતાના પૂર્વભવમાં થયેલા કર્મોની વાત કરી અને આ કથા પારાશરે ખૂબ જ સુંદર રીતે કહી સંભળાવી તે પણ કહ્યું.

આખી વાત સંભળાવ્યા બાદ મહારાજા ભરતે કહ્યું: 'મહાનુભાવો, હું કર્મો કરતો જ આવ્યો છું એક પરસ્પર સામાન્ય સ્નેહને ખાતર મારે કેટલું ભોગવવું પડયું. ભવભ્રમણના ફેરામાંથી મુક્ત થઈ શકયો નથી. શ્રી જીનેશ્વર ભગવંતે દર્શાવેલા માર્ગ પર જવા ઈચ્છું છું....'

'મહારાજ, આપ ઉતાવળ કરી રહ્યા છો....!' મહાદેવીએ પ્રશ્ન કર્યો.

'ના.. મહાદેવી, જ્યારે હું જાણું છું કે હવે સંસારમાં રહીને મારા કર્મો વધતા જાય છે તો શામાટે એ મોહનો ત્યાગ ન કરવો. સંસારના રંગ આનવીને આકર્ષે છે. એ રંગમાં રંગાતા જ મારે આટલા ભવો સુધી ભમવું પડયું છે સંસારના રંગથી મારે વિમુક્ત થવું છે. આપ સર્વ આજ્ઞા આપો...'

'કૃપાનાથ, આપનો નિર્ણય અમને માન્ય છે. પરંતુ આપ યુવરાજને રાજગાદી પર બેસાડી જાઓ. થોડા સમયમાં અહીં મુનિરાજ જુગધર પધારે છે તેની પાસે પ્રવ્રજ્યા ગ્રહણ કરજો...અમે આવા ધાર્મિક કાર્યમાં રોકીશું નહિ..' મહામંત્રીએ કહ્યું.

'મહામંત્રીશ્વર, આપની વાત સાચી છે....રાજપુરોહિતજીને પુછીને વહેલામાં વહેલો જે ઉત્તમ દિવસ આવતો હોય ત્યારે યુવરાજ મહીચંદને રાજગાદી આપવાનું નક્કી કરો...'

એમ જ થયું.

મહારાજાધિરાજ ભરત મહારાજના હાથે યુવરાજ મહીચંદને રાજા બનાવવામાં આવ્યો અને શ્રી ભોગપુરની રાજગાદી તેને આપવામાં આવી.

ચાર દિવસ બાદ મુનિરાજ જુંગધર આવી પહોંચ્યા.

મહારાજાધિરાજ ભરત મહારાજ ધર્મબોધ પામ્યા અને ઉત્તમ દિવસે પ્રવજ્યા ગ્રહણ કરીને મુક્તિના પથે નીકળી પડયા.

પ્રવજ્યા ગ્રહણ કર્યા પછી પણ પૂર્વની જેમ સાધુઓ પર ઉપકારો જ કરવામાં તત્પર રહ્યો...

શ્રી ભરત મુનિ કાળધર્મ પામીને અચ્યુત સ્વર્ગમાં ગયા. અને ત્યારબાદ નિર્વાણ સુખની પ્રાપ્તિ થઈ....

માનવી ભૌતિક સુખની લાલસા ખાતર ભવભ્રમણમાં ફરતો રહે છે. એક નાનકડી મોહરેખા માટે માનવીને રઝળપાટ કરવો પડે છે.

સમાપ્ત